:: એકજ ભાગમાં સંપુર્ણ વાર્તા ::

# ડૉકટર કે દૈત્ય

—અથાને :—

# જાલીમ જલ્લાદ

* સંપુર્ણ ડીટેકટીવ નવલકથા *

શાહ સુંદરલાલ પરસોતમદાસ પાસેથી

સર્વ હક્ક ખરીદ કરી છપાવનાર અને વેચનાર:—

બુકસેલર્સ—કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ

ઠે૦ સ્વામીનારાયણના મંદીર પાસે મુ૦ નડીઆદ.

સન ૧૯૩૨ ∴ આવૃત્તી ૨ પ્રત ૨૦૦૦

કીંમત બાર આના



ઉમરેઠ ભટવાડી પોળ પાસે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રી. પ્રેસમાં જોષી ભાઇલાલ ચુનીલાલે છાપી અને બુકસેલર્સ કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સે સ્વામીનારાયણના મંદીર પાસે નડીઆદમાંથી પ્રગટ કરી.



માણુસ પોતાની બુદ્ધિથી શું નથી કરી શકતો ? લાકડાના ઘોડાને ચાંપ દાબી કે સરરસટ, આકાશમાં ઉડયો એક રાજકુમાર દુશ્મન રાજાની બે કન્યાઓ લઇ ગગન માર્ગે ચલ્યો. પૈસાની ભીડ પડે તો બસ (!) લોઢાના માણસને ચાંપ દાબી કે મહાસાગરના તળીએથી સાચાં મોતીના ઢગલે ઢગલા લઇ આવ્યો. પણ....એ બધું બને ક્યારે ? માણુસ પોતાની નીતિ જાળવે ત્યારે. રાજકુમાર ઉપર સ્વર્ગની દેવી આશક પડી, તેને સદ્બોધ આપી સત માર્ગે ચલાવી. બદલામાં કેટલી દૈવી ચમત્કારી ચીજો બક્ષિસ મળી, તે દૈવી ચીજોએ શું પરાક્રમ કર્યું. લાકડાનો ઘોડો અને લોઢાનું માણસ કોણે બનાવ્યુ. એ બધું જાણવાની ઇચ્છા હોય તો તુરત મંગાવો:

# ડૉકટર કે દૈત્ય
—: યાને —
# જાલીમ જલ્લાદ

## પ્રકરણ ૧ લું
### ખુન કે આપઘાત

રાત્રીના દસ વાગી ગયા હતા. નગરમાં સર્વત્ર ચુપચાપ થઇ ગયું હતું. રસ્તા પર ક્વચિત મ્યુનીસીપાલીટીના ફાનસની ઝાંખી રોશનીથી આવનાર જનારનું મોં સુઝી શકતુ હતું. એવા પ્રસંગે એક પ્રશસ્ત મકાનના દિવાનખાનામાં એક યુવક વિચારગ્રસ્ત દશામાં આંટા મારતો હતો. ઘડીમાં આરામ ખુરસી પર પડતું નાખતો તો ઘડીમાં ટેબલ આગળની ખુરસી પર બેસી કંઇક વિચારમાં પડી જતો હતો. એવામાં પાછળથી અચાનક દ્વાર ખુલ્યું અને એક વ્યકિતએ અંદર પ્રવેશ કર્યો. તેને જોતાંજ યુવકે પ્રશ્ન કર્યો "કોણ જયદેવ ? તું આવી પહોંચ્યો !"

"જી, હા ! હજુર."

"આટલી રાત સુધી કયાં હતો ?"

"હજુર, પંજાબથી બે મશહુર પહેલવાન આવ્યા હતા. તે લોકો અમારા અખાડામાં આવતાં તેમની સાથે દંગલમાં ઉતરી

પડવાથી આટલો વખત રોકાવું પડ્યું."

"હું બહુ વારથી તારી વાટ જોઇ બેસી રહ્યો છું."

"કેમ વારૂ. સાહેબ, શું કામ હતું ?"

"હું સુવા ગયો પણ નિંદ્રા ન આવી. મારૂં ચિત્ત કોણ જાણે કેમ આજે વ્યાકુળ બની જાય છે. મને લાગે છે કે મોટાભાઇ પર કાંઇ આફત આવી હોવી જોઇએ. ચાલતો જરા એમની ખબર કાઢીયે."

"જેવી આજ્ઞા, પણ જરા હું મારા શરીર પરની માટી તો લુછી નાખું ? જરા કપડાં બદલી લઉં ?"

આટલું કહી જયદેવ જલદીથી પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. જયદેવ એક બળવાન અને નામાંકિત પહેલવાન હતો. તે વિનોદરાયને ત્યાં નોકર હતો, વિનોદરાય જાતે બ્રાહ્મણ હોઇ ભલો આદમી હતો. તેનાં માબાપ બંને મરણ પામ્યાં હતાં. હાલ તો તેનો એક મોટોભાઇ હયાત હતો.

વિનોદના મોટાભાઇનું નામ નલિનકાંત હતું. તે હજી અવિવાહિત હતો અને જીંદગી પર્યંત લગ્ન ન કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. એને એના દાદાનો વારસો મળવાથી એની પાસે લગભગ બે લાખ રૂપીઆ રોકડ હતા.

નલિનકાંતનો પિતા ગરીબ હતો એટલે કાંઇ જર જમીન ન હતાં. જેથી તેણે પોતાના નાના ભાઇ વિનોદ માટે શહેરના એક ભાગમાં એક મકાન લઇ આપ્યું હતું; અને પોતે દાદાવાળા મકાનમાં રહેતો હતો.

વિનોદને ત્યાં જયદેવ જે નોકર તરીકે રહેતો હતો તેનો તેમજ વિનોદના ખાનપાન વિગેરે ખર્ચખુટણનો સર્વ બોજો નલિનકાંતે પોતાના પર રાખેલો હતો. ભાઇને જે ચીજની જરૂર

પડતી તે જ વખતે નલિનકાંત આપતો. આથી વિનોદને કદી માબાપની ખોટ જણાતી નહી. નલિનકાંતની મીલ્કતમાંથી જે કાંઇ આવક થતી તેમાંથી બંને ભાઇ બહુ સુખચેનથી પોતાનો નિર્વાહ કરતા હતા. અને બંનેમાંથી કોઇને પણ પૈસાની તંગી કદી વેઠવી પડતી નહી.

નલિનકાંત રસાયનશાસ્ત્રના વિષયમાં ભારે વિદ્વાન હતો તેને સેંકડો જાતનાં ઝેર બનાવતાં આવડતું હતું. ઘણા દેશો જંગલો અને પહાડોમાં રખડી રખડીને તેણે એ ઝેર બનાવવાની વિદ્યા પ્રાપ્ત કરી હતી, અને તે પોતાના મનમાં ચોક્કસ નિશ્ચય કરી ચુકયો હતો કે મારી આખી જીંદગી હું રસાયનશાસ્ત્રના અભ્યાસ અને શોધખોળમાંજ ગુજારીશ તેણે પોતાના મકાનમાં પ્રયોગશાળા તરીકે એક ઇલાયદો ઓરડો રોકયો હતો અને તેમાં ખાસ રસાયનિક પદાર્થો; દવાઓ, એસિડો હંમેશાં તૈયાર રહેતાં. નલિનકાંત ઘણું ખરૂં એ પ્રયોગ શાળામાંજ રહેતો માત્ર જમવા કે સુવા જેટલો વખત તે બહાર નીકળતો. પ્રયોગ શાળામાં બીજા કોઇને જવાની પરવાનગી ન હતી. અને તે ખંડના મજબુત દ્વાર ખોલવાની કરામત પણ એકલા નલિનકાંત સિવાય ભાગ્યેજ બીજા કોઇને માલુમ હશે.

જયદેવ જેમ શરીરે સુદૃઢ અને બળવાન હતો તેમ દેખાવે પણ કાંઇ કદરૂપો ન હતો. મોં જોતાં તો તે કોઇ ભયાનક માણુસ લાગતો પણ તેની વાતચીત સાંભળ્યા પછી એ ભ્રમ મટી જતો. તે બહુ ભલો આદમી અને સૌ સાથે તે ભલમનસાઇથી વર્તતો હતો.

આખરે જયદેવ શરીરપરની માટી સાફસુફ કરી કપડાં બદલી વિનોદની પાસે આવ્યો. અને બંનેજણ ત્વરાથી ઘરની બહાર નીકળ્યા.

કાર્તિક માસ હતો, કૃષ્ણુપક્ષની ત્રયોદશીનો દિવસ હતો.

ઉપરાંત આકાશ કાળાં વાદળાંથી ઘેરાયલું હોઈ પાણીનાં ઝીણાંઝીણાં ટીપાં પડતાં હતાં, આથી દેખાવ જરા ભયાનક લાગતો હતો ! છતાં બંને જણા આ ભયંકર સમયનો કાંઈપણ વિચાર નહિ કરતાં અર્ધા કલાકમાં તો નલિનકાંતના વિશાળ મકાનના દરવાજાપર આવી પહોંચ્યા.

આ પ્રશસ્ત મકાનમાં નલિનકાંત એકલો રહેતો હતો. એના નોકર ચાકરો સામેના બીજા મકાનમાં રહેતા હતા.

બે પ્રહર રાત્રી વીતી ચુકી હતી. ચોમેર અંધકાર છવાઈ ગયો હતો. કવચિત્ વિજળીનો ચમકાર થતાં અંધકાર છવાઈ ગયો હતો. વિનોદે દરવાજાને ધક્કો મારતાંજ દરવાજો ધડાક દઈ ખુલી ગયો. એકાએક દરવાજો ખુલી જતાં વિનોદને બહુ અજાયબી થઈ અને તે ત્યાંજ ઉભો રહી વિચારવા લાગ્યો કે આટલી રાત સુધી દ્વાર કેમ બંધ નહિ થયું હોય ?

ધીમેધીમે વિનોદની શંકામાં વધારો થયો, જયદેવને પોતાની પાછળ પાછળ આવવાની ઇશારત કરી તે ઉપર ચડયો, જુએ છે તો નલિનકાંતના સુવાના ઓરડામાંથી આછું આછું અજવાળું દ્વારની ફાટમાંથી બહાર નીકળતું હતું.

વિનોદનો પગ આગળ ન વધ્યો, તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. તેણે જયદેવને કહ્યું " જયદેવ, કાંઇ સમજણ પડતી નથી "

જયદેવે વચમાંજ જણાવ્યું " મોટા ભાઈ હજી જાગે છે, જુઓને એમના ખંડમાં દીવો બળ્યા કરે છે ને ? " દુઃખી સ્વરે વિનોદ બોલ્યો " નહિ, જયદેવ. જો ઉપર પ્રયોગ શાળામાં દીવો બળતો જોયો હોત તો મને સંદેહ ન થાત પણ સુવાના ઓરડામાં આટલી રાત્રે દીવો ? " મને કાંઇ એ શુભ ચિન્હ જણાતું નથી. તું પહેલાં જઈ દ્વાર ખોલી જો હું પાછળ આવું છું.

જયદેવ આગળ વધતાં દ્વાર ખોલી અંદર દાખલ થયો. વિનોદ પણ તેની પાછળ પાછળ ચાલ્યો અંદર જઇ જોતાંજ બંને સ્તબ્ધ થઇ ગયા. બંનેની નાડીઓ જાણે બંધ થઇ ગઇ. બંને અવાચક થઇ એકબીજાના મોં તરફ જોવા લાગ્યા.

ઓરડો બહુ મોટો ન હોવા છતાં સુસજ્જિત હતો. સીસમના વારનીસદાર ગોળ ટેબલપર એક મોટો લેમ્પ બળ્યા કરતો હતો. અને તેના ઉજ્જવળ પ્રકાશથી આખો ખંડ ઝગમગી ઉઠયો હતો.

વિનોદે સાહસ કરી કહ્યું "જો, જયદેવ, અહીંનો ચિતાર! આમ ન હોય તો મારો જીવ વ્યાકુળ શા માટે થઇ જાય? કાર્યને પણ કાંઇ કારણ હોય છે જ. હવે શું કરવું? મોટાભાઇ તો આપણને છોડીને હંમેશને માટે ચાલ્યા ગયા!" તે રોવા લાગ્યો.

જયદેવ એક ઉંડો નિશ્વાસ નાંખી બોલ્યો "હવે શોક કરવો ઠીક નથી. પહેલાં પોલીસમાં ખબર આપવી જોઇએ. એટલે માલુમ પડે કે મોટાભાઇનું ખુન થયું છે કે એમણે પોતેજ આપઘાત કર્યો છે?"

વિનોદે જયદેવના કહેવા પર લક્ષ નહિ આપતાં કહ્યું "જયદેવ, આ મકાનનો તું બરાબર ભોમીયો છે, માટે એકવાર ઉપર જઇ ભાઇની પ્રયોગ શાળા તો જોઇ આવ. કદાચ ત્યાં આ અજબ ખુન સંબંધી કાંઇ બાતમી મળશે?"

જયદેવે તેજ વખતે પોતાના શેઠનો હુકમ માન્યો અને થોડી વારમાંજ પાછા આવી જણાવ્યું "સાહેબ હું સર્વ સ્થળે જોઇ આવ્યો, પણ કયાંય કાંઇ જણાતું નથી. માત્ર પ્રયોગશાળા મારાથી જોઇ શકાઇ નથી. કેમકે તેનાં દ્વાર બંધ છે ઘણી મહેનત કરવા છતાં તે મારાથી ઉઘડયાં નહિ.

વિનોદ–બરાબર જોયું હતું ?

જયદેવ–હા જી, એ ખંડને કાંઇ તાળું તો હતુંજ નહિ કે કુંચાથી ખોલી શકાય ! આપ શું એ દ્વાર ખોલવાની કરામત જાણતા નથી ?

વિનોદ–ના જદુ, મોટાભાઇએ મને તે કરામત નથી બતાવી. અને બીજું કોઇ તે ખોલવાની ક્રિયા જાણતું હશે કે કેમ એ પણ શંકાભરી વાત છે. પણ હું નથી કહી શકતો કે એમણે વિજયાને...

જયદેવ–વિજયાને તે બતાવી ન હોય–એમને ?

વિનોદ–હા, મોટાભાઇ વિજયાને પુત્રીની પેઠે ચાહતા હતા. હું એમની જેટલી વાતો જાણું છું તેના કરતાં વિજયા ઘણું વધારે જાણે છે. ( નલિનકાંતની લાસ તરફ જોઇ ) જો તો જયદેવ, ભાઇના હાથમાં આ લોહીનો ડાઘ છે કે શું ?

જયદેવ નલિનકાંતનો હાથ જોવા લાગ્યો. થોડીકવાર પછી તેણે કહ્યું "હા જી, લોહીજ જણાય છે. પણ બીજું કાંઇ જણાતું નથી. માત્ર આ એક ટીપું લોહી નીકળવાથી તો મોટાભાઇનું મૃત્યુ નહિ થયું હોય ?"

વિનોદ–વારુ, આ જો, આ બધું શું છે ?

જયદેવ–આ તો કાચના ટુકડા છે. કદાચ કાચનો નાનો ગોળો તુટીને ભાગી ગયો હશે એમ જણાય છે.

વિનોદ–મારા માનવામાં તો એમ આવે છે કે ભાઇએ કાંઇ કાચના ગોળાને હાથ વડે દબાવી ભાંગી નાંખ્યો છે પણ એ બધું આપણે જોવાની જરૂર નથી. પોલીસ આવીને જે કરવું હશે તે કરશે.

જયદેવ–પણ હું તો ધારું છું કે મોટાભાઇએ આપઘાત કર્યો છે.

વિનોદ–તું કાંઇ ગાંડો થઇ ગયો છે ? ભાઇને શું આપત્તિ

આવી પડી હતી કે આપઘાત કરે ?

જયદેવ–વારૂ; આ શાનો ડાઘ છે ?

વિનોદ–ખરે, દીવાલપર પણ લોહીનો ડાઘ સાફ જણાય છે, મારી સમજ પ્રમાણે ભાઇના હાથનું લોહી આ દીવાલપર લાગ્યું છે.

જયદેવ–આ વખતે પોલીસને ખબર આપ્યા સિવાય બીજો કાંઇ ઉપાય નથી.

વિનોદ–તો ચાલ, નાહક વખત ગુમાવવાની શી જરૂર છે ? ફરીથી એકવાર પ્રયોગશાળા ઉઘાડવા પ્રયત્ન કરીએ.

વિનોદ અને તેનો નોકર બંને નીચે ઉતરી ઘરની બહાર નીકળવાનો વિચાર કરતા હતા એવામાં એક ગાડી મુખ્ય દ્વાર આગળ આવી ખડી થઇ અને બે પોલીસ અમલદાર તેમાંથી ઉતરી દ્વાર તરફ આગળ વધ્યા.

વિનોદ તેમના પોશાક અને હીલચાલ જોઇ સમજી ગયો કે એ પોલીસના માણસ હતા. આથી તેણે જયદેવને કહ્યું, કદાચ લોકોને અગાઉથીજ આ બાબતની ખબર મળી હશે ?

## પ્રકરણ ૨ જું.

## ડીટેકટીવની શોધ

બે જણા પૈકી એક તો તે ઇલાકાનો સરફોજદાર હરિકૃષ્ણ હતો અને તેના સાથે એક પ્રસિદ્ધ ડીટેકટીવ જ્વાળાપ્રસાદ હતો.

મકાનમાં પેસતાંજ હરિકૃષ્ણે વિનોદને જોયો અને તેને તુર્ત જ પુછ્યું "કેમ મહેરબાન, આપ કોણ છો ?"

વિનોદ-મારૂં નામ વિનોદરાય દેસાઇ.

હરિકૃષ્ણ—વારૂ, ત્યારે આપ મૈયત નલિનકાંત દેસાઇના ભાઇ કેમ!

વિનોદ—જી હા.

હરિ—મને અહીં આવતા પુર્વેજ આ ભીષણ હત્યાકાંડની ખબર મળી છે. ગેટના પહેરેગીરને કંઇક શક પડતાં તે આ મકાનમાં પેઠો અને આપે જે કાંઇ પ્રકાર જોયો તે જોતાં તેજ વખતે તેણે ગેટ પર ખબર પહોંચાડી આ સમયે પ્રસિદ્ધ ડીટેક્ટીવ મી. જ્વાળાપ્રસાદ મારી પાસે કંઇક કાર્ય પ્રસંગે આવ્યા હતા, એટલે ખબર મળતાંજ ખુનના રહસ્યને શોધી કાઢવા માટે હું એમને મારી સાથે લઇ આવ્યો છું. વારૂ આપને કોણે ખબર આપી?

વિનોદ—જી, મને આ ખુનની ખબર મળી નહતી હું સુઇ રહ્યો હતો પણ એકાએક મારો જીવ ગભરાઇ ઉઠ્યો મને નિદ્રા ન આવી. મોટાભાઇને મળવા જીવ આકુળવ્યાકુળ થવા લાગ્યો જેથી આટલી રાત્રે હું મારા નોકર સાથે અહીં આવ્યો હતો હવે ઉપર ચાલો, આપને સર્વ બતાવું.

ફોજદારસાહેબની ઉમર લગભગ પચાસ વર્ષની હતી પણ આ વૃદ્ધવયમાં પણ તે શરીરે હૃષ્ટપૃષ્ટ અને બળવાન જણાતા હતા. તેમના સોબતી મી. જ્વાળાપ્રસાદ એક નીડર વિચક્ષણ પરંતુ ભલા પુરૂષ હતા તેમની વય લગભગ ત્રીસથી વધારે નહતી. એટલી થોડી વયમાં પણ એમણે સેંકડો ચોર, ખુની, બદમાસ અને ધાડપાડુઓને પકડ્યા હતા. સેંકડો સ્થળેથી સટીફીકેટો તથા સોનારૂપાના ચાંદ એમને મળ્યા હતા. આખા ઇલાકામાં તે વખતે જ્વાળાપ્રસાદ ડીટેક્ટીવનું નામ બહુ મશહુર હતું. ફોજદારે જીનો ચડતાં ચડતાં વિનોદને પૂછ્યું "આપ બધું જોઇ આવ્યા છો કે?"

વિનોદ-જી, હા અમે હમણાં પોલીસમાં ખબર આપવાજ આવતા હતા એટલામાં તો આપનો ભેટો થઇ ગયો.

હરિકૃષ્ણ-મેં પ્રથમજ જણાવ્યું છે કે ગેટના સિપાઇએ ગેટપર આ ખબર આપી હતી. સિપાઇ મારી સાથે આવતો હતો પણ રસ્તામાં એના પેટમાં કંઇ દુઃખવા લાગ્યું જેથી લાચારીથી તે પાછો ગયો. તે કહેતો ગયો કે રાતના દસ વાગતાં મૈયત નલિનકાંતના મકાનમાં ત્રીજા મજલાના એક ખંડમાં દીવો બળતો હતો આપના ભાઇ હંમેશાં મોડી રાત સુધી જાગતા હતા એટલે પહેરાવાળાને કાંઇ સંદેહ થયો નહિ પણ અર્ધા કલાક પછી અંદરથી કોઇની ચીસ સંભળાતાં પહેરાવાળાને શંકા ઉપજી કેટલાક સમય બાદ એક સ્ત્રીને બીજા માળની સીડીપર ઉભેલી જોતાં તેની શંકામાં ઓર વધારો થયો.

વિનોદ-તે સ્ત્રી કોણ હતી ? શું પહેરાવાળો તેને ઓળખતો હતો ?

હરિકૃષ્ણ-ના કેમકે આછા પ્રકાશમાં તે તેને બરાબર જોઇ શકયો નહતો.

વિનોદ-પછી ?

હરિકૃષ્ણ-ત્યાર પછી તે સ્ત્રી મકાનમાંથી ચાલી ગઇ પહેરાવાળાએ તેની પુંઠ ન પકડતાં તે મકાનમાં પ્રવેશ કર્યો અને નલિનકાંતને મરણ પામેલા જોયા તે પછી તેણે વધુ વિલંબ ન કરતાં બહુજ ત્વરાથી ગેટપર ખબર આપી.

બધાએ એકી વખતે નલિનકાંતના ખંડમાં પ્રવેશ કર્યો અત્યાર સુધી ડીટેકટીવ જ્વાળાપ્રસાદ કાંઇ બોલ્યો ચાલ્યો નહતો. બનેલા બનાવવાળી જગ્યાએ આવતાં તેણે સારી રીતે લાસને જોઇ તપાસી અને ઓરડાના ખુણા ખોચરા તરફ આમ તેમ જોઇ વિનોદને

પુછ્યું "આપે આ મકાનના સર્વ ઓરડા ઓરડીઓ બરાબર તપાસી છે કે ?"

વિનોદ-મેં તો નથી તપાસી, પણ એક ખંડ બાદ કરતાં બીજી સર્વ જગાઓ મારો નોકર જયદેવ જોઇ આવ્યો છે.

જ્વાળા—તે ખંડ એણે કેમ નહિ જોયલો ?

વિનોદ—તે ખંડનાં દ્વાર બંધ છે. તે ઉઘાડવાની કરામત અમે કોઇ જાણતા નથી.

જ્વાળા—આપના ભાઇએ શું આપને એ કરામત સમજાવી નથી ?

વિનોદ—જી, ના.

જ્વાળા—ચાલો એકવાર તે ખંડ તપાસીએ. વિના વિલંબે સર્વ તે ખંડ આગળ જઇ પહોંચ્યા જ્વાળાપ્રસાદે એકવાર સારી પેઠે તેના દ્વારની ચોકસી કરી અને ત્યાર બાદ વિનોદને પુછ્યું "જ્યારે આ દ્વાર તૈયાર કરાવ્યાં ત્યારે આપ અહીં નહતા ?"

વિનોદ—જી, ના. તે વખતે હું બહારગામ ગયેલો હતો.

જ્વાળા—આપે આ દ્વારને ખોલતાં તો સેંકડો વખત જોયું હશે, નહિ વારૂ ?

વિનોદ—કદી કદી ખુલ્લું જોયેલું; પણ ખોલતી વખતે કદી નહિ જોએલું મોટાભાઇ એ દ્વાર બહુ ગુપ્ત રીતે ખોલતા હતા તે વખતે અમને કોઇને અહીં રહેવાજ દેતા નહિ. ગમે તે બહાનું કાઢી દુર કાઢતા હતા.

જ્વાળા—આપે કદી એ સંબંધમાં મી. નલિનકાંતને પુછ્યું હતું ?

વિનોદ—જી, ના. મારી હિંમત નહોતી પહોચતી.

જ્વાળા—મેં પહેરાવાળા પાસે સાંભળ્યું છે કે આપના મોટા-

ભાઇએ એક બાલિકાનું પાલનપોષણ કરી ઉછેરી છે ?

વિનોદ-બરાબર છે. વિજયાને મોટાભાઇએ નાનપણથીજ ઉછેરી છે.

જ્વાળા-વિજયા કોણ છે ?

વિનોદ-મોટાભાઇના એક મિત્રની પુત્રી.

જ્વાળા-આપના ભાઇનો એ છોકરીપર બહુ પ્રેમ હતો કે ?

વિનોદ-હા જી, અતિશય.

જ્વાળા-વિજયા આ દ્વાર ખોલવાની કરામત જાણે છે ?

વિનોદ-તે હું નથી કહી શકતો. પણ ભાઇએ એને એવો કોઇ ગુપ્ત ભેદ બનાવ્યો હોય એમ મને નથી લાગતું.

જ્વાળા વિજયા ક્યાં રહે છે ?

વિનોદ-અહીંથી લગભગ અર્ધા કલાકનો રસ્તો છે.

જ્વાળા-તે અહીં કેમ નથી રહેતી ?

વિનોદ-ભાઇની મરજીજ એવી ન હતી. આ મકાનમાં બીજું કોઇ રહે એ તેમને રૂચતું ન હતું. હું વચમાં વચમાં એમને મળી જતો. તે કોઇ સાથે વધારે બોલતા ચાલતા પણ નહિ. એમના નોકર ચાકર ઘણા છે પણ તે આ મકાનમાં રહેવા પામતા નહિ. પોતપોતાનું કામ પરવારી સાંજે સર્વ પોતપોતાની ખોલીઓ પર જતા રહેતા હતા.

જ્વાળા-વિજયાને અત્યારના પ્રસંગની ખબર મળી છે ?

વિનોદ-ના જી, તે હજી આ બાબતમાં કાંઇ જાણતી નથી.

જ્વાળા-મારે ગમે તેમ આ ખંડ તો જોવોજ પડશે. જરૂર એમાંથી કાંઇને કાંઇ એવી ચીજ મળી જશે કે જેથી આપના ભાઇના ખૂનનું રહસ્ય ખુલ્લું થવાનો સંભવ છે. ચાલો, એને એક

વાર ખોલવા પ્રયત્ન કરીએ.

સૌ નલિનકાંતના પ્રયોગ મંદિરના દ્વાર પાસે ગયા ફોજદાર હરિકૃષ્ણ અને ડિટેકટીવ જવાળાપ્રસાદ બંને જણે દ્વારની સારી પેઠે ચોકસી કરી પણ તે ખોલવાની કાંઇ કરામત સમજાઇ નહિ. હવે દરવાજો તોડયા વિના બીજો ઉપાય નહિ જણાતાં જવાળાપ્રસાદે વિનોદને કહ્યું, મિ૦ વિનોદરાય, આપ ઘણુંખરૂં આ મકાનમાં આવો છો તો મારૂં એક કામ કરો—એક મોટી હથોડી અને છીણી મને લાવી આપો. આ દ્વાર તોડયા વિના બીજો રસ્તો નથી.

વિનોદે આનાકાની કર્યા વિના ડીટેકટીવની આજ્ઞાનું પાલન કર્યું. અને જવાળાપ્રસાદે જયદેવને બળવાન જોતાં એ કામ તેને સોંપ્યું.

જયદેવ છીણી લગાડી ધડોધડ હથોડાના કેટલાક ઘા માર્યા પણ તે લોખંડી દરવાજાને કાંઇ આંચ આવી નહિ. જયદેવે ફરીથી બહુ જોરથી દસબાર વાર ઘા કર્યા પણ દરવાજો હાલ્યો સરખો નહિ.

જયદેવ હવે થાકવા લાગ્યો. છતાં બંને હાથે હથોડો પકડી તેણે સેંકડો ઘા માર્યા છતાં કાંઇ વળ્યું નહિ. તે હાંફવા લાગ્યો એટલે વિનોદે તેને થોડીકવાર શ્વાસ લેવા કહ્યું.

લગભગ દસ મીનીટ પછી જયદેવ પુનઃ હથોડા મારવા લાગ્યો. સદ્દભાગ્યે આ વખતે તેને વધારે તકલીફ ન લેવી પડી. હથોડાના ચાર પાંચ ઘા વાગતાંજ દરવાજો પડવા લાગ્યો. હરિકૃષ્ણે તેને જલદીથી પકડી લીધો, અને ઉઘડતાંજ અંદરથી સેંકડો જાતની દવાઓની વાસ આવવા લાગી. ડિટેકટીવ જવાળાપ્રસાર દ્વાર ધકેલી અંદર જવા માગતો હતો. એટલામાં સર્વને ચોંકાવનારો એક સ્ત્રીનો કોમળ અવાજ અંદરથી આવ્યો. "તમે બધા કોણ છો? આ દરવાજાને તોડનાર તમે કોણ? આ મકાનના માલીક મરણ પામ્યા

છે એ વાત ખરી પણ હવે આ મિલકતની માલીક હું છું."

બંધ ઓરડામાંથી સ્ત્રીનો અવાજ સાંભળતાં સૌ કોઇ અવાચક બની ગયા. પણ જવાળાપ્રસાદે ત્વરાથી અંદર ઘુસી જઇ દ્વારને એક બાજુએ હડસેલી મુક્યું તેજ વખતે વિનોદે અંદર દાખલ થઇ જે કાંઇ જોયું તેથી તે આશ્ચર્યચકિત થઇ જઇ બહુ ભયભીત બની ગયો. તેણે જોયું કે વિજ્યા ઓરડાના મધ્ય ભાગમાં ઉભી હતી. તેનું સુંદર શરીર પીળું પડી ગયું હતું મોટી મોટી તેજસ્વી આંખોમાંથી જાણે અગ્નિના તનખા વરશી રહ્યા હતા. આખુ શરીર ક્રોધથી કીંવા બીજા કોઇ કારણથી થરથર કંપી ઉઠયુ હતું. લાંબો શ્વાસ જોરથી ચાલ્યા કરતો હતો.

વિજયાની આ હાલત જોઇ વિનોદ ઘણા વખત સુધી તો કાંઇ બોલી શકયો નહિ. જાણે તેની વાચાશકિત લુપ્ત થઇ ગઇ હતી. તેથી અકસ્માત બહેર મારી ગઇ હતી. જાણે ઉભાં ઉભાંજ તેને સ્વપ્ન આવતાં જણાયાં. કેટલાક વખત પછી તે એકાએક બોલી ઉઠયો "શો ગજબ! વિજયા ? તું અહીં ? આશ્ચર્યની વાત છે ! તુ અહીં શી રીતે આવી ? તું ખુની ?

## પ્રકરણ ૩ જું

### વિજયા

વિજ્યા સ્થિરતાથી ઓરડાની વચમાંજ ઉભી હતી. તેણે પોતાના મોંમાંથી અદ્યાપિ એક શબ્દ પણ બહાર કાઢયો નહિ. માત્ર સર્વ તરફ તાકીને જોયાજ કર્યું.

વિજયાની વય લગભગ ચૌદ વર્ષની હશે. નવીન યુવાનીનું

તેજ તેના પર પડી ચુક્યું હતું. તે અદ્વિતીય સુન્દરી હતી. તેનો વર્ણ ગૌર, શરીરનો બાંધો સુંદર, મુખમુદ્રા ઘાટીલી અને કાંતિમાન હતી; નલિનકાંત ન્યાતજાતમાં બહુ ભળતો નહિ આથી વિજ્યાનું લગ્ન અદ્યાપિ થયું ન હતું. તે વિજ્યાને પુત્રી કરતાં વધારે ચાહતો હતો. પરંતુ હજી સુધી વિજ્યાને યોગ્ય કોઇ વર તેના ધ્યાનમાં આવ્યો ન હતો.

આ ઓરડો બહુ સાફસુફ હતો બંને બાજુએ પાંચ પાંચની લાઇન વાળી દસ અભરાઇઓ હતી તેમાં સેંકડો જાતની બાટલીઓ નાની સીસીઓ; દવાઓ અને યંત્ર ઓજારો ઇત્યાદિ રસાયન બનાવવામાં ઉપયોગી સામગ્રી ગોઠવેલી હતી. એક તરફ ત્રણ બુકસેલ્ફ રાખ્યાં હતાં તેમાં જાતજાતનાં પુસ્તકો ગોઠવેલાં હતાં. પરંતુ અનુમાનથી માલુમ પડતું કે તેમાં વધુ ભાગે સામાજિક વિષયનાં પુસ્તકો ભરેલાં હશે.

વિજ્યા દ્વારની પાસેજ ઉભી હતી પણ દ્વાર તુટવાનો સમય જણાતાંજ તે દોડીને ખંડના મધ્યભાગમાંજ ઉભી રહી; અને ખરેખર તે જો નાસી ગઇ ન હોત તો તેને નુકશાન પહોંચ્યા વિના ન રહેત.

વિજ્યાને ગુપચુપ ઉભેલી જોઇ પોલીસ અમલદાર મી. હરિકૃષ્ણે તેને પુછ્યું. "તમારૂંજ નામ વિજ્યા છે કેમ ?"

વિજ્યાએ તીરછી નજરે વિનોદ તરફ દૃષ્ટિપાત કર્યો કારણ કે તેણેજ એનું નામ દીધું હતું એવી તેની ખાત્રી હતી. આખરે તેણે ઉત્તર આપ્યો. "હા જી, મારૂંજ નામ વિજ્યા છે."

હરિકૃષ્ણ–અમને સ્વપ્ને પણ આશા ન હતી, કે તમે આવી જગ્યાએ જોવામાં આવશો. અને કદાચ જો જાણતા હોત તો વિના કારણ દ્વાર તોડવાની અમને જરૂર ન પડત.

વિજ્યા કંઇક ભયભીત થઇ બોલી "આપ પોલીસના માણસ છો આપના વિના ખુનીને બીજું કોણ પકડનાર છે? માટે આપને આ ખંડમાંથી શું શું માલુમ પડે છે તે તપાસી કાઢો.

વિનોદ વિજ્યાની આ રહસ્ય ભરી વાત સમજી ન શકયો. તે આ લોખંડી દ્વારવાળા ખંડમાં શી રીતે ભરાઇ ગઇ? તે તેમાંથી શી રીતે છુટી શકત? અથવા દ્વાર ન તોડયું હોત તો તે શી રીતે બહાર નીકળવા પામત–ઇત્યાદિ બાબતો સંબંધી તે પોતાના મનમાં ઘણીવાર સુધી અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો પણ કોઇપણ રીતે આ ગુહ્ય બાબતનો પડદો ખુલ્યો નહિ તેણે એક વખત વિજ્યાને– "ખંડમાં તું શી રીતે આવી?" એમ પુછયું હતું પણ વિજ્યાએ તેનો કાંઇપણ જવાબ ન આપ્યો.

હવે સૌ જ્યાં આગળ લાસ પડી હતી ત્યાં ગયા. પોલીસ અમલદાર હરિકૃષ્ણે ડીટેકટીવને વિજ્યા પર ચોકકસ નજર રાખવાનો ઇસારો કરી તેને પુછયું. વારૂ, આજ જે વખતે તમે આ મકાનમાં આવ્યાં તે વખતે મી૦ નલિનકાંતનું મુડદું દેખ્યું હતું કે જીવતા?

વિજ્યાએ કાંઇ ઉત્તર ન આપ્યો. હરિકૃષ્ણે પુનઃ કહ્યું, મને લાગે છે કે નલિનકાંતના એક હાથમાં નાનો સરખો લોહીનો એક ડાઘ છે–આ દિવાલપર પણ એવીજ જાતનું લોહીનું એક નિશાન છે–ટેબલની નીચે કંઇક કાચના ટુકડા પડેલા છે–એ સર્વ તમે જોયું છે કે? સારી પેઠે વિચાર કરીને બરોબર જવાબ આપો. અને ખબરદાર, યાદ રાખજો કે જુઠી વાત બનાવી અસલ ભેદ છુપાવવાનો પ્રયત્ન ન કરશો. વિજ્યા લાસની પાસે જઇ માથું નીચું કરી બરાબર તપાસીને બોલી "હાથમાં તો લોહીનો ડાઘ નથી?"

હરિકૃષ્ણે આશ્ચર્ય પામી પુછયું, લોહીનો ડાઘ નથી? જ્યારે

પ્રથમ અમે આ ખંડમાં આવ્યા ત્યારે તો આ જગ્યાએથી લોહી નીકળતું હતું.

વિજ્યા—આપ ભુલતા હશો, સાહેબ એ લોહીનો ડાઘ નથી.

હરિ—અને આ દિવાલપર જે ડાઘ જણાય છે તે પણ લોહીનો નથી ? મારી સમજમાં તો એમ આવે છે કે મિ૦ નલિનકાંતનો હાથ ખુન થયા પછી આ દિવાલપર પડ્યો હશે અને તેનું લોહી એના પર લાગી ગયું હશે. વિજ્યા દિવાલ તરફ જોઇને ગંભીર અવાજે બોલી, એ શેનો ડાઘ છે તે હું નથી કહી શકતી. લોહીનો ડાઘ પણ હોઇ શકે પણ હાથનો ડાઘ તો લોહીનો નથી.

હરિકૃષ્ણે જવાળાપ્રસાદ ડીટેક્ટીવ સામું જોયું. બંને ઘણા વખત સુધી કાંઇ બોલ્યા નહિ. આ વખતે વિનોદે વિજ્યાને નમ્રસ્વરે કહ્યું, વિજ્યા, તું જો આ કેસમાં કાંઇ જાણતી હોય તો જણાવી દે. સર્વ વાત બરાબર નહિ સમજાય તો ડીટેક્ટીવ કે પોલીસનું કોઇપણ માણસ ખરા ગુનેહગારને પકડી શકશે નહિ, અને કોઇ નિર્દોષ માણસ વિના કારણ માર્યો જશે.

વિજ્યાએ કર્કશ અવાજે કહ્યું હું બધું સમજુ છું. પણ તમે એ યાદ રાખજો કે હું જે વાત છુપાવવા માગતી હોઇશ તે પ્રાણાંતે પણ નહિ જણાવું અહીં બીજો પણ હશે જે નલિનકાંતના મોતથી લાભ થવાની ઇચ્છા કરતો હશે. પહેલાં તો તેમની પાસેથી તેમનો ચતુરાઇ ભર્યો જવાબ લેવાની પોલીસને જરૂર છે.

હરિકૃષ્ણે સર્વ હકીકત સાંભળી વિજ્યા પાસેથી સહજમાં વાત બહાર નહિ આવે એમ સમજાતાં તેણે કહ્યું "હું એક વાર વિજ્યા સાથે ખાનગીમાં કાંઇક વાત કરવા માગું છું આપ સૌ જરા મહેરબાની કરી બીજા ખંડમાં થોડોક વખત ચાલ્યા જાવ.

સૌ જતા રહ્યા એટલે હરિકૃષ્ણે વિજ્યાને પાસે બોલાવી કહ્યું "નાહાન છોકરી, બધી હકીકત મને નહિ કહે તો ખરા ગુનેહગારને પકડવો કઠીન છે. અગર જો તું સીધી રીતે નહિ કહે તો લાચારીથી મારે બીજી યુક્તિ પ્રયુક્તિ વડે તારા પેટની સાચી વાત કઢાવવી પડશે

વિજયા ક્રોધ ભર્યાં અવાજે બોલી "જ્યાં સુધી કહેવું યોગ્ય લાગ્યુ ત્યાં સુધી મેં કહ્યું. હવે આપની જે ઇચ્છા હોય તે આપ કરો. હું આપની ધમકીથી કાંઇ ડરૂં તેમ નથી.

હરિકૃષ્ણે બીજું કાંઇ ન કહેતાં ખિસ્સામાંથી એક કાગળનો ટુકડો કાઢયો અને વિજ્યાના હાથમાં આપતાં પુછયું "વારૂ, આ કાગળની બાબતમાં તું કાંઇ જાણે છે? આ ગેટના સિપાઇને મી. નલિનકાંતના ખીસ્સામાંથી એ કાગળ મળ્યો છે.

વિજ્યાએ કાગળ લઇ જોયો, તેમાં તેનાજ હસ્તાક્ષર હતા. તે ચમકી અને પછી ધામેધીમે વાંચવા લાગી:—

"તમારા શત્રુઓ તમારૂં ખુન કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે સાવધાન—"

કાગળ વાંચી વિજ્યા બહુ ચિંતાતુર થઇ. તેનું મોં ફિક્કું પડી ગયું. અને જોરથી ઠંડો શ્વાસ ચાલવા લાગ્યો. તેના મોંમાંથી એક અક્ષર પણ બહાર ન નીકળ્યો. આ સ્થિતિ જોતાં હરિકૃષ્ણે આગ્રહથી પુછયું "ગેટના પહેરાવાળાને આ કાગળ મી. નલિનકાંતના ખીસામાંથી જડયો છે. શું એ તારો લખેલો છે?

વિજ્યાનું આખું શરીર કંપી ઉઠયું તે કાંપતાં કાંપતાં ગુસ્સાથી બોલી હા, મારોજ લખેલો છે.

હરિકૃષ્ણે પુનઃ પુછયું તેં આ પત્ર કેમ લખ્યો હતો?

વિજયા કદાચ આ પ્રશ્ન સાંભળી શકી નહિ કેમકે તેનું ચેતન લુપ્ત થયું હતું. તે અચેતન થઇ પડી જતી હતી પણ હરિકૃષ્ણે ત્વરાથી તેને પકડી લીધી અને ધીમેથી જમીનપર સુવાડી. જવાળાપ્રસાદને હાંક મારી.

જવાળાપ્રસાદ આવતાંજ તેણે કહ્યું મી. જવાળાપ્રસાદ આની અંદર કાંઇપણ રહસ્ય નથી. આપ આ છોકરીને આપની સાથે લઇ જાવ અને તેના મકાનપર પહોંચાડી દો. આ કેસ ઘણો સરળ છે એમ મેં પહેલેથીજ ધારી લીધું હતું. વારૂ ગમે તેમ હશે જ્યારે આપના પરજ આ કેશનો ભાર નાખેલો છે તો તે સરળ હોય કે અટપટો હોય આપ જે કરશો તેજ થશે.

## પ્રકરણ ૪ થું.

### ડીટેકટીવ વિજયા

થોડીકવારમાં વિજયાને ભાન આવ્યું. આ વખતે જવાળાપ્રસાદે સર્વને વિદાય કરી દીધા. અને પોતે વિજયાને સાથે લઇ ગાડીમાં બેસી કોચમેનને વિજયાના મકાન તરફ હાંકવા હુકમ કર્યો.

લગભગ પાંચ મિનિટ સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. જવાળાપ્રસાદે જોયું કે વિજયાની મુખમુદ્રા સુસ્ત જણાતી હતી તે વખતે પણ તેનો દીર્ઘશ્વાસ જોરથી ચાલી રહ્યો હતો, એટલુંજ નહિ પણ તેની આંખોમાંથી કવચિત્ એક બે અશ્રુબિન્દુઓ પણ પડી જતાં હતાં. જવાળાપ્રસાદ ડીટેકટીવ બડો વિલક્ષણ માણસ હતો. કોઇ બાબતનું કારણ શોધવા જતાં એકદમ તે બહુ ઊંડા વિચારમાં પડી

જતે નહિ. તે સ્વભાવે દયાળુ અને સરળ પ્રકૃતિનો હતો. વિજ્યાની આ સ્થિતિ જોઈ તેને પુછવાની તેને કંઈ ઇચ્છા થઈ નહિ.

કેટલોક સમય ચૂપ રહ્યા બાદ વિજ્યા એકાએક ઉઠીને બોલી "સાહેબ, આપ એક ડીટેકટીવ છો અને આપના સોબતી પોલીસ સર ફોજદાર-આપશું મને ગુનેગાર માનો છો. આપના સોબતી તો મનેજ ખુદ અપરાધી માની બેઠા છે.

જ્વાળા–હું ઉપરની સ્થિતિ જોઈને કોઈ બાબતનો નિર્ણય નથી કરતો.

વિજ્યા–આપના સોબતીએ મને તે ખંડમાં જોઈ અને થોડા વખત પછી પાછી બેભાન થઇ ગયેલી જોતાં તેઓ મને ગુનેહગાર માનતા જણાય છે.

જ્વાળા–તું જો ઇચ્છે તો તારો છુટકારો સહજમાં થઇ શકે તેમ છે એટલે તું જે જાણુતી હોય તે જો મને જણાવી દે તો પછી શંકાનું કાંઇ કારણુજ નથી.

વિજ્યા–ફોજદાર સાહેબના હાથમાંનો એક કાગળ જોતાંજ મને ભય ઉપજ્યો હતો.

જ્વાળા–તું તો કહેતી હતી કે તે તારોજ લખેલો છે ?

વિજ્યા–હાજી, મારોજ લખેલો છે. મેં તે કાલે મી. નલીનકાંત શેઠ પાસે મોકલ્યો હતો.

જ્વાળા–ત્યારે જો તને કાંઇ અડચણુ ન હોય તો આ વખતે સર્વ હકીકત મને ચોકખે ચોકખી જણાવી દે.

વિજ્યા–સાંભળો સાહેબ, આપ પોલીસના માણસ હોવા છતાં દયાળુ છો. આપનું મોં જોતાંજ મારા હૃદયમાં કોણુ જાણે કેમ ભકિતભાવ ઉત્પન્ન થાય છે. મારા પિતા મી. નલીનકાંતના

મિત્ર હતા, એમનો ઉદય મારા પિતાને લીધેજ થયેલો. આથી મારા પીતાએ પોતાના મરના અગાઉ કે થોડાક દિવસ ઉપર મને નલીનકાંત શેઠને ત્યાં મોકલી દીધી હતી ત્યાં એમણે મને નાનપણથી પાળીપોષી આટલી મોટી કરી છે. તેમણે મારે રહેવાને માટે એક નાનું સરખું મકાન પણ લઇ આપ્યું છે હું એ મકાનમાં એક દાસી સાથે રહું છું દરરોજ હું નલીનકાકાને મળવા આવતી, અને તેઓ પણ રોજ મારી સાથે મઝાની વાતચીત કરતા હતા. વાતવાતમાં એક દિવસ નલીનકાકાએ મને કહ્યું કે "મારા મૃત્યુ પછી તું મારી મીલ્કતની વારસ થઇશ, મારા ભાઇ વિનોદરાયને તો માત્ર જીંદગી સુધી ખાવાપીવા પુરતો ખર્ચ મળશે." આ સંબંધમાં તે વખતે તેમણે પોતાનું મૃત્યુ પત્ર (વીલ) પણ તૈયાર કરાવ્યું હતું. સાંભળવા પ્રમાણે અત્યારે તે વીલ નેશનલ બેંકમાં અનામત મુકયું છે. ફાવે તેમ હશે પણ નલીનકાકાના શત્રુઓ પણ કાંઇ ઓછા ન હતા. તે દીવસથી તે કોણ જાણે કેવાએ થઇ ગયા હતા. આજ તે માણસ નલીનકાકાનું મૃત્યુ સાંભળી કેવો ખુશી થયો હશે

જ્વાળા—તે કોણ માણસ છે? તેને આટલી રાત્રે આ બનાવની કેવી રીતે ખબર મળી હશે?

વિજયા—તેનું નામ ડાકટર શિવપ્રસાદ છે તે એક ભયાનક માણસ છે. જેને ચાહે તેને તે વશ કરી શકે છે, તેના જેવીજ તેની છોકરી પણ ચાલાક છે. તેનું નામ વિધુલ્લતા છે; પણ બધા તેને વિદુલ્લાના નામે બોલાવે છે. શિવપ્રસાદ જ્યારે નલીન કાકા પાસેથી જતો રહેતો ત્યારે તેમને બહુ દુઃખ થતું એટલુંજ નહિ પણ આખો દિવસ તે કોઇ સાથે વાત સરખી પણ કરતા નહિ. વિનોદ-

રાય સાથે ડોકટર શિવપ્રસાદ અને તેની પુત્રી વિદ્દુલાને બહુ મેળ છે. વિનોદરાય તેમના હાથમાં પુતળા સમાન છે. જેમ એ લોકો એમને નચાવે છે તેમ તે નાચે છે.

જવાળા—આજ તું કઇ વખતે એ મકાનમાં ગઇ હતી?

વિજયા—રાતના બરાબર અગીઆર વાગે હું એ મકાનમાં ગઇ હતી કેમકે નલિનકાકાએ મારી ચિઠીનો અમલ કર્યો કે નહિ તે જાણવા હું બહુ આતુર હતી. તે ચીઠી તો કદાચ આપે પણ જોઇ હશે! પણ જે વખતે હું એ ખંડમાં પેઠી તે વખતે મેં જોયું તો નલિનકાકા મરણ પામ્યા હતા. મને બહુ ભય લાગ્યો અને એકલાં આવડા મોટા મકાનમાં એક મુડદા પાસે ઉભા રહેતાં કોને ભય ન લાગે આથી હું લાગલીજ ખંડમાંથી બહાર નીકળી ગઇ. પણ પાછી ફરીથી અંદર જઇ ચોતરફ તપાસ કરવા લાગી. છતાં કાંઇ ખાસ લાભ થયો નહિ. આપે જે કાંઇ જોયું છે તેજ મેં પણ જોયું માત્ર એક ચીજ મેં મારી પાસે રાખી છે. તે હું આપને બતાવીશ.

એટલું કહી વિજયાએ કાચની બનેલી એક નાની ગોળી જવાળાપ્રસાદના હાથમાં મુકી. તેણે તે ગોળી લઇ ખૂબ તપાસી પછી વિજયાને પૂછયું "આ શું છે, તું ઓળખે છે?"

વિજયા—જી હા. ઓળખું છું એની અંદર લાલ પાણી જેવી જે ચીજ જુઓ છો તે એક જાતનું હળાહળ ઝેર છે. એ ઝેર જેના શરીરમાં જાય તેજ વખતે તેનું મૃત્યું થઇ જાય.

જવાળા—આ બધી બાબત તેં કેવી રીતે જાણી.

વિજયા—એક દિવસ નલિનકાકાએ શિવપ્રસાદ ડાકટરને આ સર્વ બીના કહી હતી, અને મેં તે છુપા રહી સાંભળી લીધી હતી.

જવાળા-તું અગાઉ પણ મિ. નલિનકાંતની પ્રયોગશાળામાં કદી ગએલી ?

વિજ્યા—હા જી. ઘણીવે વખત, હું તે ખંડમાં દ્વાર ઉઘાડવાની કરામત પણ જાણું છું. જે વખતે મને આ ગોળી મળી તેવીજ હું એ ખંડમાં પેઠી હતી. કેમકે નલિનકાકા આવી ગોળીઓ કયાં રાખતાં હતા તે હું જાણુતી હતી. અંદર પેસતાંજ અભરાઇમાંથી મેં એક સીસી કાઢી તે શીશીની નીચે ચોંટાડેલા કાગળપર "૮૦ ગોળીઓ" એમ લખ્યું હતું. મેં ગણી જોતાં તેમાં બે ગોળીઓ ઓછી જણાઇ

જવાળા—સીસી ખુલ્લી હતી ?

વિજ્યા— ના જી, જેવી સીલબંધ હતી તેવીને તેવીજ.

જવાળા—ત્યારે તેં ગોળીઓ ગણી કેવી રીતે ?

વિજ્યા—ઉપરથી ગણી. બે ગોળીઓ ઓછી જોતાં મને શક પડયો. એક તો મારી પાસે હતી અને એકના ટુકડા થએલા તેની કરચો નલિનકાકાના સુવાના ઓરડામાં પડેલી હતી.

જવાળા—તે જોઇને તેં શું તર્ક બાંધ્યો ?

વિજ્યા—મને એમ થયું કે આ ખંડમાં દાખલ થવાની કરામત બીજું પણ કોઇ જાણતું હોવું જોઇએ; એટલુંજ નહિ પણ બલ્કે આ ઝેરની ગોળીઓની શીશી કયાં રહે છે તે પણ તેને માલુમ હોવું જોઇએ. પણ સીસીની નીચે જે કાગળ ચોંટેલો હતો તે કદાચ તેના જાણવામાં આવ્યું નહિ હોય. તે એ ઝેરનો ઉપયોગ પણ જાણતો હોવો જોઇએ–અને તેણેજ નલિનકાકાનું ખુન આ ગોળીની મદદથી કર્યું હોય તો તે બનવા જોગ છે.

જવાળા—તેં મિ૰ નલિનકાંતને ચેતવણી કેમ આપી નહી ?

વિજ્યા—તેમના શાતરૂઓના ભયથી.

જવાળા—તેમના શતરૂ કોણ છે ?

વિજ્યા—અત્યાર સુધીમાં ઘણાજણ સાથે એમને દુસ્મનાવટ થઇ છે. એ લોકો ઉપરઉપરથી મિત્રતા કરી એમના પૈસા ટકા કઢાવવાની તજવીજ કરતા હતા

જવળા—તું એ લેકોને ઓળખે છે ?

વિજ્યા—ના જી.

જવાળા—ત્યારે આ સ્થિતિ તું શી રીતે સમજી શકી ? હવે જ્યારે કહેવા માંડયું છે ત્યારે સર્વ વાત દીલ ખોલીને કહી દે-તારે કાંઇ ભય રાખવાનું કારણ નથી. વળી કદાચ તું ચેક્કસ સમજી ગઇ હશે કે તને એકલીને તે લોખંડી દ્વારની અંદર જોતાંજ ફોજદાર સાહેબને શક પડયો હતો. તે પછી જ્યારે તું કાગળનો ટુકડો જોઇ બેભાન થઇ ગઇ ત્યારે તો તને તેમણે ગુન્હેગારજ માની લીધી. તારા દેખતાંજ એ કહેતા હતાને કે આ કેસ ઘણો સરળ છે.

વિજ્યા—સાહેબ, એમાં એમનો વધારે દોષ નથી. એમણે બહારથી જેવું જોયું તેવુંજ અનુમાન કર્યું છે. પરંતુ આપે તો મારી પાસેથી સર્વ હકીકત સાંભળી છે, છતાં આપ પણ મને હજી ગુનેહગાર માનો છે ?

જવાળાપ્રસાદે વિજ્યાનો આ પ્રશ્ન ઉડાવી દેતાં પુછયું. "તને કોઇના પર શક જાય છે "

વિજ્યા—હા જી, જાય છે. પણ હુ તેનું નામ ઠામ નથી જાણતી. એક દિવસ છૂપાઇને તેની અને નલિનકાકા વચ્ચેની વાતચીત મેં સાંભળી હતી. તેથી તેનાપર મારો શક જાય છે. પણ તે મને નથી ઓળખતો ને હું તેને નથી ઓળખતી આ જુઓ, મારૂં મકાન આવ્યું, આપ ગાડી ઉભી રખાવો.

જવાળાપ્રસાદનો હુકમ થતાં ગાડી અટકી. વિન્ધ્યા બીજું કાંઇ ન કહેતાં માત્ર જવાળાપ્રસાદ તરફ એક તીવ્ર દૃષ્ટિપાત કરી ઘરમાં પેસી ગઇ. જવાળાપ્રસાદ તો પોતાના મનમાં ને મનમાંજ તેની વાતચીત, તેનો વ્યવહાર, તેની સુંદરતા અને ગુણની પ્રશંસા કરવા લાગ્યો.

## પ્રકરણ ૫ મું.

### કપટતંત્ર

બીજે દીવસે સવારમાં વિનોદ પોતાના મકાનમાંથી બહાર નીકળ્યો. આગલા દિવસે રાતના બે વાગ્યા પછી તે પોતાના મકાનપર પહોંચ્યો હતો પણ ભય, શોક અને ચિંતાથી તેને નિન્દ્રા ન આવી ઘેરથી નીકળી તે લગભગ એક ગઉ ચાલી નીકળ્યો અને ત્યાં આવેલા એક ત્રણ મજલાવાળા મકાનમાં તેણે પ્રવેશ કર્યો.

બીજી બાજુના એક સુસજ્જિત ખંડમાં દાખલ થતાં ન થતામાં તેના મિત્ર ડાકટર શિવપ્રસાદે જલદીથી તેને બેસવાને એક ખુરસી આપી. વિનોદ બેસી ગયા પછી ડાકટરે હસતાં હસતાં જણાવ્યું આજ તો તમે બહુ વહેલું દર્શન દીધું શહેર સમાચાર શું છે? હું તો કાલનો ઘરથી બહાર નીકળી શક્યો નથી. એટલું જ નહિ પણ નિદાન છાપું સરખું વાચવાનો પણ મને વખત મળ્યો નથી. હા. વિદુલાએ કાંઇક સમાચાર વાંચી સંભળાવ્યા હતા એટલું જ.

વિનોદ—કાલ રાત્રે તો ઉંઘ બીલકુલ ન આવી તેથીજ આજે આટલો વહેલો આવ્યો છું.

ડાકટર–કેમ વારૂ, ઉંઘ કેમ ન આવી ? કાંઇ તબીયતમાં તો બગાડ થયો નથી ને ?

વિનોદ–મને તો કાંઇ નથી થયું, પણ .....

ડાકટર–પણ શું ? જલદીથી કહો, તમારા મોટાભાઇની તબીયત તો સારી છે ને ?

વિનોદ–નહિ, ડાકટર સાહેબ, બહુ દુઃખદ સમાચાર છે.

ડાકટર–શું ? કહેતા કેમ નથી ? મને બહુ ચિંતા થાય છે.

વિનોદે રોઇ પડતાં જણાવ્યું "શું કરૂં ડાકટર સાહેબ, મારો સર્વ નાશ થઇ ગયો મોટાભાઇ હવે આ દુનીયામાં નથી કોઇએ એમનું ખુન કર્યું છે. કાલે રાત્રે આ ઘટનાના કારણે મને નિંદ્રા ન આવી.

ડાકટર–હેં ! શું કહો છો ? આ પરમ દીવસે તો મારે એમની મુલાકાત થઇ હતી.

વિનોદ–આશ્ચર્ય પામવા જેવું શું છે ? તેમને કાંઇ બીમારી તો હતી જ નહી.

ડાકટર–તો પછી ?

વિનોદ-પછી શું ? પોલીસને પહેલેથીજ ખુનની ખબર મળી ચુકી હતી. ફોજદાર અને ડીટેકટીવ બંને ત્યાં ગયા હતા. અત્યારે એ કેસ એમના હાથમાં છે.

ડાકટર–ગજબ થયો મારા મિત્રની જીંદગીનું આખરે આજ પરિણામ આવ્યું ? એમના શરીરનો સારી રીતે સંસ્કાર પણ ન થયો ? હર હર ! હવે તમે મને આરંભથી અંત સુધી સર્વ હકીકત કહો મને બહુ ચિંતા થાય છે વિનોદે સર્વ હકીકત પહેલેથી છેવટ સુધી કહી નાખી. શા માટે તે પોતાના નોકર જયદેવને લઇ

મધ્યરાત્રે નલિનકાંતના મકનાપર ગયો, ત્યાં તેમની શી દશા જોઇ, કેવી રીતે પહેરાવાળા પાસેથી વાત જાણી, ફોજદાર અને ડીટેકટીવ ત્યાં આવ્યા, કેવી રીતે પ્રયોગશાળાવાળો લોખંડી દરવાજો તોડી નાખતાં અંદર વિજયા માલુમ પડી–એ સર્વ વાત તેણે સ્પષ્ટ રીતે ડાકટરને કહી બતાવી.

આ વખતે એક યુવતીએ ધીમે ધીમે તે ખંડમાં પ્રવેશ કર્યો તેની વય લગભગ સોળ વર્ષની હશે. દેખાવે તે સુંદર હતી તેનું શરીર કદાવર, આંખો કાળી પણ નાની, લાંબુ નાક, મુખમુદ્રા મોટી અને ગભીર હતી. આ યુવતી અન્ય કોઇ નહિ પણ ડાકટર શિવપ્રસાદની એકની એક પુત્રી વિદુલા હતી એ વાંચક સમજી ગયા હશે.

વિદુલા ખંડમાં દાખલ થતાંજ તેના પિતાએ ચિંતાતુર દેખાવે કહ્યું. વિદુલા, મી. વિનોદરાય આજે એક ભયાનક ખબર લાવ્યા છે. બહુ ગજબ થઇ ગયો. નલિનકાંતભાઇનું કોઇએ ખુન કર્યું છે.

વિદુલા–ખૂન કર્યું છે? હેં! વિનોદભાઇ આ સાચી વાત છે?

વિનોદ-હા, વિદુલા, મારો સર્વ નાશ થઇ ગયો.

ડાકટર–બ્હેન વિદુલા, હજી તેં સર્વ હકીકત સાંભળી નથી.

એમની વિજયા તે પ્રયોગશાળામાંથી જ નીકળી. પોલીસના ફોજદાર અને ડીટેકટીવે તેને તે ખંડમાંથી શોધી કાઢી.

વિદુલા–કોણ વિજયા? જેનું નલિનકાકાએ આટલું લાલન પાલન કરી ઉછેરી હતી તે?

વિનોદે આંસુ લુછતાં જણાવ્યું હા, તેજ તેજ.

વિદુલા–તે વખતે તે બહુ ભય પામી હશે?

વિનોદ–હા.તો. ભયના નાર્યા તેનું મોં સુકાઇ ગયું હતું.

પણ તે નિર્ભયતાથી કહેતી કે નલિનકાંતના મૃત્યુ પછી હું તેમની મીલકતની વારસ છું. તો પછી મારી આજ્ઞા વિના તે ખંડનાં દ્વાર કેમ તોડી નાખ્યાં ? આ વખતે આ મકાનની માલીક હુંજ છું.

વિદુલા—વિનોદભાઇ, તમને એક વાત પૂછું ?

વિનોદ-બેલાશક પુછને.

વિદુલા—વારૂ, વિજયાએ જે વાત કરી છે તે બરાબર છે ? નલીનકાકાની મીલકતની વારસ શું હવે તેજ થઇ છે ?

વિનોદ—એ હું ચોકસ નથી કહી શકતો.

વિદુલા—નલિનકાકાનું વિલ છે ને ?

વિનોદ—Oh yes. પણ હું તે સંબંધી બીજું કાંઇ જાણતો નથી.

ડાકટર શિવપ્રસાદ અદ્યાપિ શાંત હતો. તે અચાનક બોલી ઉઠયો. મારૂં અનુમાન એમ જણાય છે કે વિજયા એ વીલની વાત જાણતા હોવી જોઇએ, એમ ન હોય તો તે આમ સાહસ કરી શી રીતે બોલી શકે ? હું નલિનકાંતનો મિત્ર હતો. હું એમના વીલનો સાક્ષી પણ છું.

વિદુલા-શું સાચું કહો છો ?

વિનોદ પણ પ્રથમ તો આશ્ચર્ય ચકિત થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે ડાકટર કેવી રીતે વિલના સાક્ષી હોઇ શકે ? તે સાથે તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે ડાકટર મોટાભાઇના વિશ્વાસુ મિત્ર હતા તેથી કદાચ વિલના સાક્ષી હોય તો નવાઇ નહિ, આમ વિચાર બદલાતાં તેણે ડાકટરને પુછયું તો પછી આપ સર્વ બાબત જાણતા હશો ?

ડાકટર—ના. મી. વિનોદરાય, મારૂ ચિત્ત તે વખતે સ્વસ્થ ન

હતું મેં એકવાર નજર ફેરવીનેજ તે વીલપર સહી કરી આપી હતી. તેમની જે કાંઇ મીલ્કત હતી. તેમાંથી તેમની ઇચ્છા મુજબ તેમણે કર્યું હશે. મને એમાં શું લાભ કે હાની હતી ?

વિનોદ—મારી સમજમાં તો એમ આવે છે કે મોટાભાઇ વિજયાનેજ સર્વ મિલકત આપી ગયા છે. નાનપણથી પાળીપોષી વિજયાને એમણે આટલી મોટી કરી હતી. તેનાપર એમનો પોતાની પેટની છોકરી કરતા વધારે પ્રેમ હતો.

ડાકટર—હશે ! એ વાત જવા દો. પણ ફોજદારે જે વખતે વિજયાને તે ખંડમાં જોઇ તે વખતે તે ત્યાં કેવી રીતે દાખલ થઇ હતી તે ન પુછયું ?

વિનોદ—હા જી, પુછયું હતું, પણ કાંઇ જવાબ ન મળ્યો.

ડાકટર—ત્યારે વિજયાને પકડી છે એમ કે ?

વિનોદ—આશ્ચર્યની વાત છે. ડાકટર સાહેબ, આપ આ શું બોલો છો ? વિજયાની એમાં શી કસુર ? તે ખંડમાંથી તે નીકળી એટલા પરથીજ એને કોઇથી ગીરફતાર કરી શકાય ખરી ? અત્યારે તો પ્રખ્યાત ડીટેકટીવ જ્વાળાપ્રસાદ આ કેસની તપાસ કરી રહ્યા છે. આમ બોલતાં બોલતાં વિનોદનો અવાજ ધીમે ધીમે નરમ પડવા લાગ્યો આટલી વાર સુધી ડાકટર ધારી ધારીને તેના તરફ જોઇ રહ્યા હતા. વિનોદનું માથુ ધુમવા લાગ્યું. તેણે ખુરસી પર ડોકી નાંખી દીધી અને તે સાથે તે ગાઢ નિંદ્રામાં પડી ગયો આ વખતે પિતાપુત્રીની ચાર આંખો મળી અને બંને ગુસપુસ વાતો કરવા લાગ્યાં ત્યાર પછી વિદ્યુલ્લાએ વિનોદ પાસે જઇ તેના મોંપર ધીમે ધીમે હાથ હલાવવા માંડયો—પણ શરીર પર હાથ ન અડવા દીધો. આ પ્રમાણે પાંચ મિનિટ સુધી હાથ હલાવ્યા બાદ વિદ્યુલ્લાએ

વિનોદનો હાથ પકડી પાછો છોડી દીધો પણ તેની નિંદ્રામાં ભંગ ન થયો. એટલે તેણે પિતા તરફ જોઇ કહ્યું "બાપા હવે કાંઇ ફીકર નથી. એ બરાબર બેશુદ્ધ બની ગયા છે"

ડાકટર શિવપ્રસાદ વિનોદની પાસે ગયો અને તેના કોટના સર્વ ખીસામાં હાથ નાખવા માંડયો પણ કાંઇ મળી આવ્યું નહિ તે પછી વિદુલાની સહાયતાથી તેણે વિનોદને ખુરસી પર બરાબર બેસાડયો અને સામેના ટેબલ પર સાદો કોરો કાગળ મુકી તેના હાથમાં એક કલમ પકડાવી પછી ડાકટરે વિનોદના હાથ સામું એકી ટસે જોવા માંડયું. કેટલાક વખત પછી ડા. શીવપ્રસાદે બેશુદ્ધ થયેલા વિનોદને પુછ્યું "કેમ, હવે લખી શકશો?"

વિનોદે હા કહી. તે પછી તેનો હાથ ધીમે ધીમે હાલવા લાગ્યો અને થોડીવારમાં કાગળપર આવ્યો. લગભગ પાંચ મિનિટની અંદર લખાણ પુરૂં થયું. એટલે ડાકટરે કાગળ ઉઠાવી વિદુલાના હાથમાં આપ્યો વિદુલા તે વાંચી કંઇક હસી ને બોલી બાપા, આ તો ઠીક થયું કેમકે કંઇ દાબ ન હોય તો શિકાર કદાચ હાથથી જતો રહે! હવે બરાબર થયુ.

ડાકટરે હસીને જણાવ્યું "વારૂ જોજે કયાંક કાગળ ખોઇ ન નાંખીશ."

વિદુલા-હું ખોઇ નાંખુ? એટલો જરૂરી કાગળ હું ખોઇ નાંખીશ?

આટલું કહી વિદુલા ત્યાથી ચાલી ગઇ થોડીકવાર પછી વિનોદ નિદ્રામાથી જાગૃત થયો અચાનક ઉંઘ આવી ગયેલી જોતાં તે બહુ શરમાઇ ગયો અને તેજ વખતે તેણે ત્યાંથી વિદાય લીધી.

## પ્રકરણ ૬ ઠું.

### ભાઇ બહેન.

ડૉક્ટરે નલિનકાંતની લાસ બીજી જગ્યાએ ન લઇ જતાં તેમનાજ ખંડમાં તેની પરીક્ષા કરી પણ કાંઇ વિશેશ કારણ સમજાયું નહિ. તેણે પોતાના રીપોર્ટમાં એવી નોંધ કરી કે " કાચના ટુકડામાં કાંઇક ઝેર લાગેલું હતું–તે ઝેર લોહીમાં મળી જવાથી મરણ નીપજ્યું છે. "

બીજે દિવસે જવાળાપ્રસાદ પોતાના એક પરિચિત મકાન પર ગયો ત્યાં પહોંચતાંજ એક આધેડ વયની વિધવા સ્ત્રી હસતી હસતી તેની પાસે આવી બોલી " કહો ભાઇ શો વિચાર કરી અહીં આવવા નીકળ્યા છો ? ઘણા દિવસ થયા–તમે તો કાંઇ જણાતાજ નથી ? "

જવાળાપ્રસાદ પણ ખશીયાણો પડી જઇ બોલ્યો " બહેન હું કાંઇ કામ વિના તારી પાસે આવ્યો હોઇશ ? તું તો મારી મદદગાર છે. મેં જે આટલી કીર્તિ સંપાદન કરી છે તે બધો તારોજ પ્રતાપ. "

વિધવા ખરેખર જવાળાપ્રસાદની દૂરના સંબંધે બહેન થતી હતી. તેનું નામ વિદ્યાગૌરી હતું તે બાળવિધવા હતી. તેનું નજીકનું સગુ કોઇજ ન હતું. તેણે પોતાના કોઇ નજીકના સગાની છોકરીને પોતાની પુત્રીની માફક પાળીને ઉછેરી હતી.

વિદ્યા એક સુશિક્ષિત સ્ત્રી હતી, અનેક પુરૂષો કરતાં તેની બુદ્ધિ તીવ્ર હતી. આથી જરૂર લાગતાં જવાળાપ્રસાદ એની મદદ લેતો.

જવાળાપ્રસાદની વાત સાંભળી વિદ્યા વિસ્મય પામી નહિ.

તે ગંભીરતાથી બોલી "ભાઇ, હું એક અબળા છું તો આપને કેવી રીતે મદદ કરી શકીશ તે કાંઇ સમજવામાં આવતું નથી. જવાળાપ્રસાદે કટાક્ષ કરી પુછ્યું" કેમ બહેન, આજે તારા મોંમાંથી આવા ઉદ્ગાર નીકળે છે? તું તો મારા કામમાં હંમેશાં મદદ આપવા તૈયારજ રહે છે.

વિદ્યા-તે ખરૂં, પણ ભાઇ, દિવસે દિવસે મારી ઉંમર વધે જાય છે હવે શું આ સૌ ભાંજગડ ગમે ખરી? વળી છોડી પણ મોટી થઇ એ જો આ બધી વાત જાણે તો હું એને મારૂં શું મોં દેખાડું? કહેશે કે બૈરી જાતને આવાં ધતિંગ શાં? અને બાળકના મનપર અસર પણ કેવી થાય?

જવાળા-વારૂ બહેન, આટલું કામ તો કરી આપ પછી તારી પાસેથી કોઇ કામની સહાયતા લેવા હું નહિ આવું?

વિદ્યા-માઠું ન લગાડશો ભાઇ, હાં! વારૂ, બાબત શું છે તે તો કહો?

જવાળાપ્રસાદે અત્યાર સુધી જે કાંઇ જોયું-સાંભળ્યું હતું તે કહી બતાવ્યું.

વિદ્યાએ સર્વ હકીકત સાંભળી કહ્યું "ત્યારે તો એ છોકરીનીજ કમબખ્તી છે!

જવાળા-કોની? વિજયાની?

વિદ્યા-હા, જેને તમે તે ખંડમાં એકલી ઉભેલી જોઇ હતી તે.

જવાળા-ઠીક છે. પણ આ કેસ તું માને છે એટલો સામાન્ય નથી. ફોજદાર સાહેબ પણ કહેતા હતા કે કેસ કાંઇ અટપટો નથી.

વિદ્યા-વિજયા શું એકલીજ રહે છે?

જવાળા-ના, એમ સાંભળ્યું છે કે એક દાસી તેની પાસે

રહે છે તેનું નામ કદાચ ચંપા કે એવું જ કાંઇક છે.

વિદ્યા–વિનોદરાય એટલી રાત્રે ત્યાં કેમ ગયેલા ?

જવાળા–એ કહેતા હતા કે એમના મોટાભાઇને મળવા જવા એમનો જીવ તે દહાડે બહુ તલપાપડ થઇ રહ્યો હતો.

વિદ્યા–વિજ્યા સાથે તમારે બીજી કાંઇ વાતચીત નથી થઇ ?

જવાળા–ના, એની વાત પુરી થાય ન થાય એટલામાં અમારી ગાડી એના મકાન આગળ આવી પહોંચી અને તે સાથે તે ગાડીમાંથી ઉતરી પોતાના મકાનમાં ત્વરાથી પેસી ગઇ.

વિદ્યાગૌરી ઘણા વખત સુધી કોણ જાણે શું એ વિચારમાં પડી ગઇ. જયદેવ સંબંધી તેણે કેટલી એ વાતો પુછી અને તેના બરાબર જવાબ મળતાં જવાળાપ્રસાદને કહ્યું " ઠીક, ભાઇ, આ વખત તો હું આપના કામમાં મદદ આપવા તૈયાર છું પણ ફરીથી આવી બાબતમાં તમારે મને કદી નાંખવી—

જવાળા–નહિ નાંખવી–કબુલ મંજુર છે, બહેન. પણ હવે આ સંબંધમાં તું શું કરવા માગે છે ? ને મને નહિ જણાવો ?

વિદ્યા–અત્યારે નહિ, વખત આવ્યે આપોઆપ જણાશે.

## પ્રકરણ ૭ મું.

### ડીટેકટીવ ફસાયો

વિદ્યાગૌરીના મકાનમાંથી નીકળી જવાળાપ્રસાદ પોતાના ઘેર ચાલ્યો આવ્યો તે દિવસ તે બીજું કાંઇ કામ ન કરી શકયો જમી પરવારી આરામ લેવાનુંજ તેણે દુરસ્ત ધાર્યું પણ

ઘોર જાત, એને જંપ વળે ખરો ? એક પ્રહર રાત્રી વીત્યા પછી જ્વાળાપ્રસાદ પોતાને ઘેરથી નીકળી ધીમેધીમે નલિનકાંતના મકાન તરફ જવા લાગ્યો અને લગભગ અર્ધો કલાકમાં તે ત્યાં આવી પહોચ્યો પણ હેવડીનો પહેરાવાળો તેને જોઇ ન શકયો.

વિન્ધ્યાએ જે શીશીની વાત કહી હતી તેમાંની ઝેરની ભરેલી ગોળીઓની પરીક્ષા કરવાનોજ તેનો અત્યારે ઉદ્દેશ હતો. આ ઇરાદાથી પ્રથમ તે પ્રયોગ શાળા તરફ ચાલ્યો તે ખંડના દ્વાર પર પહોંચતાંજ તેને જણાયું કે તેના તુટી ગયેલા કમાડને કોઇએ ત્યાંથી સહેજ હઠાવી દીધું હતું. કાલે રાત્રે ફોજદાર હરીકૃષ્ણે વિન્ધ્યાને શોધી કાઢતી વખતે કમાડને બાજુએ રાખ્યું હતું આ વખતે તેવુંજ નહિ રહેલું જણાતાં જવાળાપ્રસાદના મનમાં ભારે શક પેદા થયો.

બહુ વિશાળ ત્રણ મજલાનું મકાન કયાંઇ માણસ માત્રનું તો નામજ નહિ ! માત્ર ચંદ્રમાના આછા અજવાળા શિવાય બીજું કાંઇ અજવાળું પણ નહિ. ચોમેર ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો પણ જવાળાપ્રસાદ ડરી જાય એવી બુટ્ટી ન હતી. ભય શાને કહે છે તે તે જાણતો જ ન હતો તેણે પોતાના ખીસ્સામાંથી એક ગુપ્ત લાલરંગનું ચોરફાનસ કાઢયું અને તે સળગાવી પેલી શીશીની શોધ કરવા લાગ્યો. તેણે લગભગ અર્ધો કલાક સુધી અનેક પ્રકારની બાટલીઓ અને શીશીઓની તપાસ કરી. ઘણો વખત ગયા પછી તેને વિન્ધ્યાએ બતાવેલી ઝેરી ગોળીઓથી ભરેલી એક શીશી મળી. જ્વાળાપ્રસાદે ત્વરાથી તે ઉંચકી લઇ પાસેના એક ટેબલ પર મુકી ઉપરથી ગણવા માંડી ગણતાંજ તેને જણાયું કે વિન્ધ્યાએ જે કહ્યું હતું તે બરાબર હતું નલિનકાંતના હાથની લખેલી ચીઠ્ઠી પ્રમાણે એંશી ગોળીઓમાંથી અત્યારે પણ બે ગોળીઓ ઓછી હતી. એક

તો વિદ્યાએ આપેલી ગોળી જવાળાપ્રસાદની પાસેજ હતી અને બીજી ગોળીના ચુરા તેણે નલિનકાંતના શયનગૃહમાં જોયા હતા. આથી જવાળાપ્રસાદની પક્કી ખાત્રી થઇ કે જે માણસે આમાંની ગોળીઓ ચોરી હતી તેજ નલીનકાંતનો ખુની હોવો જોઇએ.

હજી તો જવાળાપ્રસાદ આમ વિચાર કરતો હતો એટલામાં અચાનક તે ગંભીર શાંતતાનો ભંગ કરતો એક અવાજ તેના કાને પડયો. તે ઝટપટ ફાનસ બુઝાવી ગુપચુપ તે ખંડના એક ખુણામાં ઉભો રહ્યો ઘણી વાર સુધી તેને કાંઇ અવાજ સંભળાયો નહિ! એટલે આ વાતને પોતાના મનનો ભ્રમ માની તે પાછો ટેબલ પાસે ગયો તેવોજ બીજે મજલે કોઇકના દ્વાર ખોલવાનો શબ્દ સંભળાયો આ વખતે તે નિશ્ચિંત ઉભો રહી શકયો નહિ ને ગુપચુપ ધીમે ધીમે બીજે મજલે જઇ જે ખંડમાં નલિનકાંતની લાશ રાખેલી હતી ત્યાં પહોંચ્યો, પણ દ્વારની પાસે આવી તેણે જે દેખાવ જોયો તેથી તેને બહુ અજાયબી થઇ.

તેણે જોયું કે એક સ્ત્રી પોતાનું આખું શરીર શ્યામ વસ્ત્રોથી ઢાંકી બહુ નીડરતાથી નલીનકાંતનો મૃત દેહ જોઇ રહી હતી જવાળાપ્રસાદે પ્રથમ વિચાર કર્યો કે કદાચ વિદ્યા જ રાતે અહીં આવી હશે, કેમકે તેની સાથેની વાતચીત પરથી તે નીડર અને સાહસિક હતી એવી તેની ખાત્રી થઇ ચુકી હતી એટલે આ વખતે તે પોતાના પીતા સમાન નલિનકાકાની લાશ જોવાને આવી હોય? તો આશ્ચર્ય પણ શું? પરંતુ બીજીજ ક્ષણે તેનો સંદેહ દૂર થયો. તેણે વિચાર્યું કે શું? વિદ્યા તો અહીં નહિ આવી હોય? તેના મનમાં એ વાત સંભવિત જણાઇ, પરંતુ વિદ્યા આ સ્ત્રીથી દેખાવે મોટી હતી. એટલે તેનું એ અનુમાન પણ ખોટું પડયું.

આમ વિવિધ વિચાર કરતાં કરતાં જવાળાપ્રસાદે જોયું કે તે સ્ત્રી તે ખંડમાંથી નીકળી જવાનો પ્રયત્ન કરતી હતી. તે પણ વિનાવિલંબે ત્યાંથી ખસીને એક અંધારી જગ્યાએ તેની રાહ જોવા લાગ્યો.

લગભગ પંદર મીનીટ થઇ ગઇ. જવાળાપ્રસાદને બીજો કાંઇ અવાજ સંભળાયો નહિ. તેને કંઇક સંદેહ થયો તેથી તે પુનઃ ગુપ ચુપ નલીનકાંતવાળા ખંડના દ્વાર આગળ જઇ પહોંચ્યો. પરંતુ ખંડમા કાંઇ જણાયું નહિ. હવે જવાળાપ્રસાદ બહુ ગુંચવણમાં પડયો તેણે ધાર્યું કે શિકાર હાથથી જતો રહ્યો. તે એક મિનિટ પણ ત્યાં થોભી શકયો નહિ. જલદીથી તે મકાનની બહાર નીકળી તેણે દેવડીના પહેરાવાળાને બોલાવી સર્વ વાત તેને કહી જણાવી.

સદ્‌ભાગ્યે નલિનકાંતના ખુનની આગલા દિવસે જેણે પોલિસમાં ખબર આપી હતી અને જેના કહેવાથી ફોજદાર હરિકૃષ્ણે તેને લઇ નલિનકાંતના મકાનપર ગયો હતો, તેજ સીપાઇ આજ પહેરાપર હતો. આથી જવાળાપ્રસાદને મોંએ આ સર્વ હકીકત સાંભળી તેણે કહ્યું " સાહેબ બહુ તાજુબીની વાત છે કે મેં એમાંનું કાંઇ પણ જોયું નહિ. આ મકાનમાં પેસવાનું બીજું કોઇ બારણું છે કે શું ?

જવાળા—હું તે શી રીતે જાણી શકું ? એ તો તારે જાણવાની બાબત છે, કેમકે તું અહીયાં પહેરો ભરે છે.

પહેરાવાળો—બરાબર છે; પણ હજી સુધી એ સંબંધમાં કાંઇ શંકા લાવવા જેવી કોઇ બાબત બની નથી. કેમકે નલિનકાંત શેઠ બહુ ભલા માણસ હતા. તે કદી કાંઇ ખરાબ કામમાં પડતાંજ નહિ.

જવાળા—વારુ, ત્યારે હવે શું કરવું ?

પહેરાવાળો—ચાલો આપણે એકવાર બંને જણ મકાનના અંદર જઇએ કદાચ પ્રયત્ન કરતાં કંઇક બાતમી મળી આવશે. વખતે તે સ્ત્રી પણ મકાનમાંજ હોય ?

જવાળા—સંભવિત છે. તો પછી ચાલો.

પહેરાવાળો—જે દિવસે નલિનકાંત સાહેબનું ખુન થયું તે દિવસે પણ એક સ્ત્રીને મેં આ મકાનમાં જોઇ હતી પણ તે કયે રસ્તે પલાયન કરી ગઇ તે મારા જાણવામાં ન આવ્યું. બંને જણા પછી મકાનમાં પેઠા. નલિનકાંતના શયનાગારમાં પ્રવેશ કરી જવાળાપ્રસાદે ચોરફાનસ સળગાવી લીધું અને પહેરાવાળાને પુછયું " વારૂ, વિજયા આજે રાત્રે અહીં આવી હતી ?

પહેરા—ના જી, તે ઘણું ખરૂં દિવસે જ અહીં આવે છે. રાત્રે આ તરફ નથી આવતી. પણ હા, તેની દાસીને એક દિવસ આ દરવાજા પર મેં જોઇ હતી ખરી.

જવાળા—તેં તે દિવસે જે સ્ત્રીને આ મકાનની સીડીપર ઉભેલી જોઇ હતી તેની આકૃતિ શું વિજયાની દાસીના જેવી જણાતી હતી ?

પહેરા—નહિ સાહેબ, ચંપા એવી નથી.

જવાળા—તેં એનું નામ કેવી રીતે જાણ્યું ? તારી સાથે એને કાંઇ વાતચીતનો સંબંધ થયેલો છે કે શું ?

પહેરાવાળો જરા હસીને બોલ્યો " કેમ સાહેબ, વાતચીતનો સંબંધ હોય એ કાંઇ ખરાબ વાત છે ?

જવાળા—ના, ના, ખરાબ તો શુ ? પણ તું એક નવયુવાન છું અને ચંપા એક નવયુવતી-તે ઉપરાંત તું પોલીસનો માણસ છે એટલા માટે તારી આવી વાત બહુ સારી ન કહેવાય

પહેરા—નહિ સાહેબ, આપ જેવું માનો છો તેવું નથી. એક

દિવસ ને વિજયા સાથે દિવસના વખને અહીં આવી હતી. હું તે વખતે અહીં પહેરાપર હતો. કોણ જાણે કેમ એ બેઉ વચ્ચે કંઇ તકરાર થવા માંડી કેટલીક વાર પછી વિજયા ગુસ્સામાં બોલી "જો ચંપા, આમ કરીશ તો તારાથી મારી સાથે નહિ રહેવાય."

આ વાત સાંભળી હું વિજયાની દાસીનું નામ જાણી ગયો. ખેર એ સર્વ નકામી માથાકુટ જવા દોને. તે દિવસે ફોજદાર સાહેબ સાથે આપ પણ અહીં આવ્યા હતા?

જવાળા—હા, આવ્યો હતો

પહેરા—આપે આ મકાનમાં ચોમેર તપાસ પણ કરી હશે?

જવાળા—મકાનની અંદર તો તપાસ કરી હતી, પણ બહારની બાજુએ કાંઇ જણાતું નહતું. તેં જોયું હતું?

પહેરા—બરાબર નહિ જોયેલું. ખુન થયું જાણી મારાથી જંપીને બેસાય ખરૂં? મેં ધાર્યું કે જેટલી જલદીથી પોલીસમાં ખબર અપાય તેટલું સારૂં, એમ થવાથી ખુની જલદી પકડી શકાય.

જવાળા—બરાબર છે. વારૂ, મી. નલીનકાંતના ખીસ્સામાંથી તને શું એક કાગળનો ટુકડો મળ્યો હતો?

પહેરા—હા જી.

જવાળા—મી. નલીનકાંતના હાથમાં એક સાધારણ લાલ ડાઘ જણાતો હતો?

પહેરા—હા સાહેબ, જણાતો હતો.

જવાળા—અને જમીન પર કાચના ટુકડા?

પહેરા—નાજી, તે કાંઇ મારા જોવામાં નહિ આવેલા.

જવાળા—અને આ દીવાલ પરનો લોહીનો ડાઘ? એટલું કહી જવાળાપ્રસાદે સહસા દીવાલ પર નજર ફેરવી. તો તે દીવસે

રાત્રે તેણે જે ડાઘ જોયો હતો તે આજ જોવામાં ન આવ્યો. તેની જગ્યાએ એક કાળો ડાઘ જણાયો. તે સામેજ તે કુદકો મારી તે દીવાલ પાસે ગયો અને ખુબ કાળજીપુર્વક તે કાળા ડાઘને જોવા લાગો. પહેરાવાળો તેની આવી સ્થિતિ જોઇ આશ્ચર્ય સાથે બોલ્યો "સાહેબ, શું હકીકત છે? આપ શું જોઇ રહ્યા છો?

જવાળાપ્રસાદે એક થંડો શ્વાસ લઇ જણાવ્યું તે ડાઘ આ વખતે અહીં નથી જણાતો.

પહેરાવાળો તેની પાસે ગયો અને ચોતરફ બારીકાઇથી કેટલોક વખત જોઇ રહ્યા પછી બોલ્યો તો શું આપે તે દહાડે લોહીનો ડાઘ જોયેલો?

જવાળાપ્રસાદે ચમકીને કહ્યું "ચોક્કસ, તે દિવસ પછી આજ કેટલાક સમય અગાઉ પણ જ્યારે હું આ ખંડમાં આવેલો ત્યારે પણ તે ડાઘ બહુ સ્પષ્ટ જણાતો હતો. તે રાત્રે જેવો જોયો હતો તેવોજ તે પહેલાં પણ જોયો હતો.

પહેરા—બહુ અજબ વાત છે. આપ એમ ધારો છો કે જે સ્ત્રીને આપે અહીંઆં જોઇ હતી તેણે આ ડાઘ કાઢી નાખ્યો હશે?

જવાળા—એમાં આશ્ચર્ય નથી. બલ્કે આ કામને માટે જ આ વખતે તે અહીં આવી હતી જોઇએ.

પહેરા—ત્યારે મને તો કાંઇ દીવાલપરથી લોહીનો ડાઘ લુંછનેલો હોવાનું ચિન્હ જણાતું નથી?

એમ કહેતા દીવાલની એક જગ્યા પર તેની નજર પડી એટલે તેણે ઉત્સુકતાથી પુછ્યું અને આ શું સાહેબ? જવાળાપ્રસાદે પહેરાવાળાની જણાવેલી જગ્યાએ સારી પેઠે જોયું પણ કાંઇ સમજણ પડી નહીં. આખરે પોતાના ખીસ્સામાંથી એક નાનો

સીસો કાઢી તેની મદદથી તે પુનઃ જોવા લાગ્યો. આ વખતે તેનો ચહેરો એકાએક હસી ઉઠયો. તેણે પહેરાવાળાને કહ્યું તારૂં અનુમાન બરાબર છે. લોહીના ડાઘને ભુસી નાખતી વખતેજ દીવાલ પર આ ડાઘ પડી ગયો છે એ સહજમાં સર્વ જગાએ નથી જણાતો પણ આ યંત્રની મદદથી હું બરાબર જોઇ શકુ છું.

પહેરા—ખરેખર સાહેબ, તે લોહીના ડાઘને ભુસી નાંખવાને માટેજ તે સ્ત્રી આજ અહીંઆં આવી હતી એમાં શંકા નથી.

જવાળા—તેં તે દિવસે નલીનકાંતની પ્રયોગશાળા નહી જોઇ હોય ચાલ મારી સાથે અને તે જોઇ લે. હું થોડાક વખત અગાઉ તે ખંડમાં ગયો હતો અને ટેબલ પર એક જરૂરી ચીજ પણ મુકી આવ્યો છું.

પહેરા—તે આપે જ્યાં મુકી હશે ત્યાંની ત્યાંજ રહેશે અથવા જો તે ચીજની આપને અત્યારે જરૂર હોય તો ચાલો, હું પણ આપની સાથે આવું છું. તે દિવસે તે ખંડ બંધ હતો તેથી હું નહોતો જોઇ શકયો. બંને જણા ત્યાંથી નીકળી થોડીવારમાં પ્રયોગશાળાના દ્વારપર આવી પહોંચ્યા અને પછી તેમાં પ્રવેશ કર્યો. પોતાના હાથમાંનું લાલ ફાનસ આગળ કરી જેવો જવાળાપ્રસાદ ટેબલ તરફ આગળ વધ્યો તેવોજ તે ચમકી ઉઠયો તેનું મોં સુકાઇ ગયું, વાચા બંધ થઇ ગઇ.

પહેરાવાળાએ તેની આ સ્થિતિ જોઇ તેમ થવાનું કારણ પુછયું જવાળાપ્રસાદે ચીડાઇ જઇ કહ્યું. હું એક શીશી આ ટેબલ પર મુકી ગયો હતો પણ અત્યારે તે અહીં જણાતી નથી.

પહેરાવાળો આશ્ચર્ય પામી બોલ્યો. કયાં? ટેબલપર તો કાંઇ શીસીબીશી જણાતી નથી. કોઇ બીજી જગ્યાએ તો આપે નથી મુકી.

જવાળાપ્રસાદે દૃઢતાથી જણાવ્યું ના, ના, ભાઇ આ ટેબલ પરજ મુકી હતી. જરૂર આ મકાનમાં અત્યારે પણ કોઇ માણસ હોવું જોઇએ. અને બલ્કે હું એમ પણ કહી શકું છું કે જે માણસે આ શીશી લીધી છે, તે હજી સુધી અહીંથી નાસી શકયો નથી.

પહેરાવાળાએ કહ્યું કેમ, સાહેબ જે વખતે આપ જે ઠેકાણે ગયા હતા તેજ વખતે તે શીશી લઇ નાશી ગયો હોય તો.

જવાળાપ્રસાદે પહેરાવાળાની વાતપર ધ્યાન ન આપ્યું તે બીજી તરફ જોઇ કાંઇક વિચાર કરી રહ્યો હતો કદાચ એના જોવામાં કાંઇક આવ્યું હતું કારણ કે પોતાના સોબતીને કાંઇ નહિ કહેતાં તે ત્વરાથી ત્યાંથી બહાર નીકળી ગયો અને ઘણી મુસ્કેલીથી છતની એક પુરાણી દિવાલ પર ચડી ત્રીજા મજલાની છતપર ઉતરી ગયો તેના સોબતીએ વારંવાર તે જગ્યાએ જવાની મના કરવા છતાં તેણે તેના કહેવાપર કાંઇ લક્ષજ ન આપ્યું.

જે જગ્યાએ જવાળાપ્રસાદ જઇ ઉભો રહ્યો તે જગ્યા જમીનથી લગભગ સોળ હાથ ઉંચી; અને તે એવી તો જર્જરિત અને કાગમાળ હતી કે ત્યાં એક મિનિટ પણ ઉભા રહેવું એ મુર્ખતાની નિશાની હતી. પણ જવાળાપ્રસાદ નિર્ભયતાથી ત્યાં ઉભો રહી એકી ટસે ને ટસે કોણ જાણે એ શું જોવા લાગ્યો.

એટલામાં અચાનક બંદુકનો એક ભીષણ અવાજ થયો સુમસામ અને ભયાનક છતાં આ ગેબી અવાજથી ધમધમી ઉઠી અને તે સાથેજ જવાળાપ્રસાદ જખમી થઇ એકાએક જમીનપર ગબડી પડયો. કદાચ તેનાપર નિશાન તાકીનેજ બંદુક ફોડવામાં આવી હોય એમ પણ કેમ ન બને ?

# પ્રકરણ ૮ મું.

## દાસી કોણ.

ડાકટર શિવપ્રસાદ પોતાના દિવાનખાનામાં બેઠો હતો. તેની પાસેજ તેની પુત્રી વિદુલા પણ બેઠી હતી. પિતા પુત્રીએ તે દિવસે વિનોદ પાસે જે કાગળ જાદુ ( મેસ્મેરીઝમ ) કરી લખાવી લીધો હતો તેના સંબંધમાં વાત ચાલતી હતી. ડાકટરે કહ્યું "વિદુલા, મને લાગે છે કે આ વખતે વિનોદ પાકો ફસાયો છે."

વિદુલા હસીને બોલી "લાગે છે શું, જરૂર ફસાયો છે. બાપા, આપની બુદ્ધિ આબાદ કામ કરે છે. માણસને વશ કરવાની જેવી વિદ્યા આપ જાણો છો તેવી કોઇપણ નહિ જાણતું હોય ! હું જોયા કરૂં છું કે આપ આપની ઇચ્છા પ્રમાણે કાંઇ પણ કામ કર્યા વિના છોડતા જ નથી.

ડાકટર–આપણા સ્વાર્થને ખાતર સર્વ કાંઇ કરવું પડે છે. બેટા તું નથી જાણતી કે જો વિનોદ તારી સાથે લગ્ન કરે તો તેની સર્વ મીલકત આપણી થાય તે નલિનકાંતનો ભાઇ છે, તેને મીલ્કતમાંથી કાંઇએ નહિ મળે ?

એટલામાં તેની દાસી ત્યાં આવી બોલી "સાહેબ, આપ એક બીજી દાસીને માટે કહેતા હતા તો અત્યારે એક સારી કામ કરનાર બાઇ આવી છે. તેને રાખવી છે ? હુકમ હોય તો અહીં તેડી લાવું ?

ડાકટરે માથુ ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું "તે તારી ઓળખાણની છે ?"

દાસી આમ તેમ નજર ફેરવી બોલી "જી ના, એ એની

મેળેજ આવી છે. કહે છે કે હું એક મોટા ગૃહસ્થને ત્યાં નોકર હતી પણ હમણાં ત્યાં કામકાજ નરમ પડવાથી નોકરીની શોધમાં આવી છું.

ડાક્ટરે તેને તેડી લાવવા હુકમ કર્યો દાસી ત્યાંથી ચાલી ગઇ અને થોડીક વારમાં એક બાઇને પોતાની સાથે તેડી લાવી. સ્ત્રી ખાનદાન અને પ્રૌઢ જણાતી હતી. આ વયમાં પણ તેના મુખપરનું સૌન્દર્ય કાંઇ જણાયા વિના રહેતું નહતું તે બાઇ ડાક્ટર શિવપ્રસાદ અને તેની પુત્રીને નમસ્કાર કરી એક બાજુ ઉભી રહી. પીતા પુત્રી બંને તેના ચહેરા તરફ જોઇને ચમક્યાં પણ મોમાંથી કાંઇ પણ વાત બહાર ન કાઢી

ડાક્ટરે નોકરીની શોધના સંબધમાં પુછતાં તેણે કહ્યું "હું જેમને ત્યાં કામ કરતી હતી તેમની સ્થિતિ હવે જરા નરમ થવાથી મારે બીજી જગ્યાએ નોકરી શોધવાની જરૂર પડી છે.

ડાક્ટર—તેં અત્યાર સુધી એકજ જગ્યાએ નોકરી કરી છે? નોકરી કેટલાં વર્ષથી કરે છે?

બાઇ-લગભગ દસ વરસ સુધી મેં એકજ જગ્યાએ નોકરી કરી છે. આ લો! આ કાગળ વાંચવાથી આપને સર્વ સમજાશે. જેમણે આ કાગળ લખ્યો છે તેમને ત્યાંજ હું નોકર હતી.

ડાક્ટરે પત્ર લઇ વાંચ્યો તે કાગળ પર જે માણસના અક્ષર હતા તે ડાક્ટરની ઓળખાણનો હતો પણ તેની સાથે તેને વધારે વાતચીતનો પ્રસંગ પડયો નહોતો. હા, એટલું તે ચોક્કસ જાણતો હતો કે તેની સ્થિતિ દિન પ્રતિદિન ખરાબ થતી જણાતી હતી. ડાક્ટર શિવપ્રસાદને ઘેર બે દાસી હંમેશાં કામ કરતી હતી. પણ એક મહીનાથી એક દાસી પોતાના દેશ જતી રહી હતી. તેની

જગ્યા પર બીજી કોઇ દાસી કામ કરનાર ન હોવાથી તેના કામમાં બહુ અડચણ આવતી હતી આથી આ બાઇને રાખ્યા વિના ચાલે એમ નહતું. પ્રથમ તેને જોઇને જ તે ચમકી ઉઠયો હતો—તેના મનમાં થયું કે જાણે મેં આને કયાંક જોઇ છે ખરી. જાણે કે તે તેની દુશ્મન ન હોય—એવી પણ તેના હૃદયમાં શંકા ઉદ્દભવી પણ જેમ જેમ તે તેને વધારે જોવા લાગ્યો તેમ તેમ તેના મનમાં સંદેહ ઓછો થતો ગયો. તેણે છેવટે બાઇને કહ્યું જો અમે બ્રાહ્મણ છીએ. અહીં ખાવું, પીવું, કપડાં લત્તાં અને ચાર રૂપીઆ માસીક રોકડા મળશે અત્યારે એટલામાં કામ કરો.
થોડા દિવસ પછી પગારમાં વધારો કરી આપીશું.

બાઇ ખુશી થઇ ગઇ અને ડાકટરે જુની દાસીને નવી દાસીને રહેવા લાયક ઓરડી બતાવી દેવાનો હુકમ કર્યો.

બે દાસીઓ માટે બે જુદીજુદી ઓરડીઓ હતી. ડાકટરનું મકાન ત્રણ માળનું હતું. સૌથી ઉપલા માળે બે ઓરડીઓ દાસીઓને રહેવા મળી હતી. તે પોતપોતાની ઓરડીમાં સુતી અને પોતાનો માલ સામાન તેમાં રાખતી.

જુની દાસી નવી દાસીને તેના રહેવાની ઓરડી બતાવી ત્યાંથી ચાલી ગઇ એ ઓરડીની બરાબર નીચે વિઠ્ઠલનો એક મોટો ઓરડો હતો. નવી દાસીએ પોતાની ખોલીમાં પેસી એકવાર ચોમેર જોઇ લીધું પછી ધીમેથી બોલી "અત્યારે તો વાઘની બોડમાં માથુ ઘુસાડયું છે હવે જે થાય તે ખરી.

વાંચક આ નવીન દાસીને આપે ઓળખી! કદાચ નહિ ઓળખી હોય! વારૂ તો ઓળખી લેજો......એજ વિદ્યાગૌરી...... ડીટેકટીવ જવાળાપ્રસાદની બહેન......

# પ્રકરણ ૯ મું.

## "પ્રભુલાલ"

ડીટેક્ટીવ જવાળાપ્રસાદ જે વખતે જખમી થઇ ત્રણ મજલાવાળી છતપરથી જમીનપર પડી ગયો તે વખતે બેહોશ બની ગયો હતો. તેની સાથે તે દેવડીના પહેરાવાળાએ જાણ્યું કે તે મૃત્યુના મુખમાંજ પડયો હતો આથી તે ત્વરાથી તેના બેભાન શરીર પાસે જઇ પહોંચ્યો અને તેને જીવતો જોતાં પોતાની બનતી મહેનતથી તેને ઉંચકી ધીમે ધીમે એક ખંડમાં લઇ આવ્યો.

જવાળાપ્રસાદ દેખાવે દુબળો પાતળો હોવા છતાં બહુ બળવાન હતો. વખત આવ્યે તે વીસ હાથ ઉંચી દીવાલપરથી અનાયાસે કુદી શકતો હતો એટલે સોળ હાથ ઉંચી છતપરથી પડવા છતાં તેને કાંઇ ભારે ઇજા થઇ નહિ. પણ સહસા બંદુકના અવાજની ભેગા ભેગા એક ગોળી પણ તેની ખોપરીમાં વાગી હતી આથી તે બેભાન થઇ પડયો હતો પહેરાવાળો તેનાપર ધીમેધીમે પાણી છાંટવા મંડયો થોડીકવારમાં તેને ભાન આવ્યું, અને આંખો ઉઘાડી પાસેજ પહેરાવાળાને જોતાં તે હસતાં હસતાં બોલ્યો "આજ તો લગભગ હું મરીજ ગયો હતો નહિ કે!"

પહેરા—જી હા, આપની હાલત જોઇ પહેલાં મારા મનમાં એવોજ કાંઇ સંશય આવ્યો હતો.

જવાળા--ના ભાઇ, મારૂં મોત એટલું જલદી અને સહજમાં થવાનું નથી એ ખાત્રી રાખજે. પણ જો મારા માથા પર આ લોખંડ ટોપ ન હોત તો મારા બારજ વાગ્યા હોત!

પહેરા—લોખંડનો ટોપ

જવાળા—હા જે કામમાં હાલ હું રોકાયો છું તેમાં મારો જાન હમેશાં જોખમમાં રહે છે. એટલા વાસ્તે હું બહુ ખબરદાર રહું છું આ જો ગોળી મારા માથામાં કંઇ વધારે ઇજા કરી શકી નથી. એ લોખંડી ટોપનાજ પ્રતાપ!

પહેરા—અજબવાત છે. આટલા દિવસથી હું પોલીસમાં નોકર છું પણ આવી વાત કદી સાંભળી નથી. વારૂ, આપને એમ લાગે છે કે જે માણસે આપને ગોળી મારી છે તેજ શીશી લઇ નાશી ગયો હશે?

જવાળા—હા, ચોકકસ મેં પહેલાંજ એને જોઇ લીધો હતો તેથી તને કાંઇ પણ ન કહેતાં હું તેને પકડવા ગયો હતો.

પહેરા—અત્યારે તે શિકાર હાથમાંથી છટકી ગયો. ખેર, જવા દો, વળી કોઇ દીવસ પકડાશે નાસીને કયાં જવાનો છે.

જવાળા—અત્યારે એમજ માની મનને ધીરજ આપીશું પણ તારે એક કામ કરવું પડશે.

પહેરા—શું કરવું પડશે? કહોને સાહેબ? આ તાબેદાર તૈયાર છે.

જવાળા—આજે આખી રાત તારે આ મકાન પર કરડી નજર રાખવી પડશે અત્યારે જ હમણાં થોડીકવાર સુધી અહીંજ રહીશ.

પહેરાવાળાએ હુકમ સાંભળી ઝુકાવીને સલામ કરી અને ચાલતો થયો. તેના ગયા પછી જવાળાપ્રસાદે તે મકાનની સર્વ ખોલીઓ સારી પેઠે તપાસી પણ કાંઇ ઉપયોગી ચીજ ન મળી આવી તે પછી ત્યાંથી બહાર નીકળી સીધો વિદ્યાગૌરીના મકાન પર પહોંચ્યો પરંતુ ત્યાં તેના કાંઇ સમાચાર મળ્યા નહિ. નિરાશ

થઇ જવાળાપ્રસાદ ત્યાંથી બહાર નીકળ્યો અને લગભગ અર્ધા કલાકમાં એક ઘણાજ નાના અને સુમસામ મકાનની અંદર દાખલ થયો.

મકાનના માલીકે બહુ ભાવ પુર્વક તેની આગતાસ્વાગતા કરી અને તેને પોતાની પાસે બેસાડયો. બેસતાં વારનેજ જવાળા-પ્રસાદે પુછ્યું "મી. પ્રભુલાલ એક ખુન થયું છે. તમે સાંભળ્યું છે કે નહિ ? તમે બહુ એકાંત સ્થળમાં રહો છો, એટલે કદાચ બધી ખબરો અહીં નહી મળતી હોય ?

પ્રભુલાલ—ના સાંભળ્યું છે. નલીનકાંતના ખુનની ખબર મને કાલેજ મળી. તેઓ મારા જુના મિત્ર હતા. એમના મોતની ખબર મને ન મળે એ કાંઇ બને ?

જવાળા—વારૂ, નલિનકાંત તમારા મિત્ર શી રીતે ? અહીંના જેટલા મોટા માણસો છે તે બધાજ તમારા જુના મિત્રો છે, નવા કોઇ પણ નહી ?

પ્રભુલાલ—ના સાહેબ. નલીનકાંત ખરેખર મારા મિત્ર હતા. પણ જે દીવસથી પોલીસે એમના પર બનાવટી નોટો વાળો કેસ ઉભો કર્યો તે દીવસથી નલીનકાંત સાથે બોલવા ચાલવાનો મારો વ્યવહાર બંધ પડયો.

જવાળા-હું પણ એમજ વિચાર કરતો હતો. ખેર હવે તો નલિનકાન્ત ગુજરી ગયા છે. વારૂ પણ અત્યારે તમે એ બનાવટી વાળી વાત ખુલી કરી મને બતાવી શકશો. મારી ખાત્રી છે કે નલીનકાન્ત જરૂર એ કેસમાં સામેલ હતા.

પ્રભુલાલ—એ હકીકત સાંભળી શું આપ એ ભયંકર ઘટનાનો કાંઇ પત્તો લગાડી શકશો ? અથવા ભલે એમ કરો તો પણ જાહેરમાં સર્વ હકીકત કહેવાને માટે મને ફરજ ન પાડશો.

જવાળા—ના, ના, એ હકીકતથી મને ઘણો લાભ થશે એટલુંજ. બાકી તમે જાણો છો કે તે વખતે કેટલી મુશ્કેલીથી મેં તમારો બચાવ કર્યો હતો ?

પ્રભુલાલ—બેશક, તે બદલ હું આપનો ઘણોજ આભારી છું, સાહેબ, આ લો ઇનામ તરીકે હાલ તુર્ત આપને હું પચીસ રૂપીની નોટ આપું છું.

જવાળા મને રૂપીઆની જરૂર નથી. માત્ર એ હકીકત સાંભળવાથી જ હું ઘણો પ્રસન્ન થઇશ.

પ્રભુલાલ—એ કહેવાથી મારા પર તો કાંઇ આફત નહિ આવેને ભાઇ સાહેબ ?

જવાળા—ના, ના. કદાપિ નહિ. શું મારાપર તમને વિશ્વાસ નથી આવતો ?

પ્રભુલાલ—એ શું બોલ્યા સાહેબ, મેં આપના પર ક્યારે અવિશ્વાસ કર્યો છે ?

જવાળા—તો પછી જલદી કહી નાંખો.

પ્રભુલાલ—એમાં કહેવાનું યે બીજું શું છે ? ખરી રીતે નલિનકાંતજ બનાવટી નોટો બનાવવામાં પ્રધાન પુરૂષ હતા. તેમના પકડાતાં સર્વ બાબત ખુલી થઇ જાત પણ જ્યારે તે મરણ પામ્યા છે તો આશા છે કે આપના હાથે એ ભેદ ખુલી જશે. નોટો પણ બીજી નીકળી આવશે.

જવાળા—વારૂ, બધી નોટો તો અત્યારે નહિ નીકળી શકે. પણ બાકીની ક્યાં છે, તે જાણો છો ?

પ્રભુલાલ—નલિનકાંતના ઘરમાંજ બધું છે. એમની પ્રયોગશાળાની પાસેજ એક નાની ખોલી છે, તેમાં નોટો તૈયાર થતી હતી.

મારી ધારણા મુજબ તો બાકીની નોટો પણ અત્યારે તેમાંજ હશે.

જવાળા—પ્રયોગશાળા પાસે બીજી પણ ખોલી છે કે ? મને તો તેની ખબર નથી.

પ્રભુલાલ—હા જી. એક બહુજ નાની ખોલી છે તપાસ કરતાં માલુમ પડી આવશે. વારુ, મેં સર્વ ચોકખેચોકખું જણાવી દીધું છે. હવે તો મારા પર કાંઇ આફત નહિ આવે ને ?

જવાળા—ના, ના, પ્રભુલાલ, તમને કાંઇ જ ભય નથી. તમે બેફિકર રહો. હા, પણ એ તો કહો કે બનાવટી નોટો કોણ બનાવતું હતું ? નલિનકાંત જાતે જ કે ?

પ્રભુલાલ—ના જી એક સ્ત્રી.

જવાળા—હેં સ્ત્રી ?

પ્રભુલાલ—હા જી. પણ તે પોતાની શુદ્ધિમાં લખતી નહિ. એ માણસ મેસમેરીઝમ કરી તેને બેભાન કરી દેતો. અને બેભાન સ્થિતિમાં તે નોટો લખી આપતી હતી.

જવાળા—તે કેવી રીતે ? બેભાન બની કેવી રીતે લખતી ?

પ્રભુલાલ—આપ તો નામાંકિત ડીટેક્ટીવ છો. આપ આ બધું ન સમજી શકતા હોય એમ હું માની શકતો નથી. ખેર, જ્યારે કહેવાજ માંડયું છે ત્યારે શા માટે છુપાવીશ ? જે માણસ તેને બેભાન કરતો હતો તેના કહ્યા પ્રમાણે જ તે બેભાન બાઇ સર્વ લખી આપતી. તે માણસ પોતાની ઇચ્છાનુસાર સર્વ કાંઇ તે બાઇ પાસે કરાવી લેતો.

જવાળા—મેસ્મેરીઝમ કોણ કરતું હતું ?

પ્રભુલાલ—અરે રામ રામ ? સર્વ વાતો બતાવી દઇ આખરે શું મારે ફાંસીએજ ચઢવું પડશે કે ?

જવાળા—હું પ્રતિજ્ઞા કરૂં છું કે, પ્રભુલાલ તમને કાંઇ નુકશાન નહિ થાય. નામ કહો.

પ્રભુલાલ—ડાક્ટર શિવપ્રસાદ. તે એક અત્યંત ભયંકર માણસ છે. તે જેને ચાહે તેને મેસ્મેરીઝમ કરી પોતાના ગુલામ બનાવી શકે છે.

---

# પ્રકરણ ૧૦ મું.

## વિનોદની વિપત્તિ

બીજે દિવસે નલિનકાંતનું આખરનું વિલ વંચાયું. તેમાંથી માલુમ પડયું કે નલિનકાંતે પોતાના નાના ભાઇ વિનોદરાયનેજ પોતાની કુલ મિલ્કતનો વારસ બનાવ્યો હતો. વિનોદ તો અત્યાર સુધી એમજ જાણતો હતો કે ભાઇની બધી મિલ્કતની વારસ વિજયા થશે. તેને પોતાને તો માત્ર ખર્ચખુટણ જેટલા પૈસા મળ્યા કરશે. પણ જ્યારે તેણે સાંભળ્યું કે ભાઇની લગભગ એક લાખ રૂપીઆની મિલ્કતનો માલીક પોતે થશે ત્યારે ખુશી થવાનું તો બાજુએ રહ્યું પણ ઉલટો તેના મનમાં ભય પેદા થયો.

નલિનકાંતના મકાનમાંજ તેનું વીલ વંચાયું. તેના બેએક પરિચીત મનુષ્યો, વિનોદરાય અને વકીલ મુખ્યત્યાર સૌ ત્યાં હાજર હતા. ડાકટર શિવપ્રસાદ પણ ત્યાં હાજર હતો.

વીલ વંચાઇ રહ્યા પછી ડાકટરે વિનોદ તરફ એકીટસે જોઇ રહ્યા બાદ સૌની નજર ચુકાવી ત્યાંથી ગુપચુપ પસાર થઇ ગયો.

વિનોદનું માથું ઘુમવા લાગ્યું. જે તેણે સ્વપ્ને પણ ધારી

ન હતી તે બાબત પ્રત્યક્ષ ન જોતાં તેની ઇન્દ્રિયો ફરકવા લાગી. તે વધુ વખત ત્યાં ઉભો રહી શક્યો નહિ. તુર્તજ ત્યાંથી નીકળી ધીમે ધીમે ધ્રુજતે શરીરે તે ડાક્ટર શિવપ્રસાદના મકાન પર જઇ પહોંચ્યો. ડાક્ટરે તેને સુસ્ત અને ઉદાસ જોઇ પુછ્યું. કેમ વિનોદરાય શું બાબત છે? તમારી સ્થિતિ આમ કેમ જણાય છે? કેમ કાલે રાત્રે પણ સુતા ન હતા?

વિનોદ–હા. એ વાત પણ ખરી–અને વળી આજ મારી તબીયત પણ બરાબર નથી.

ડાક્ટર–લો, હું એક દવા આપુ છું તે પી જાવ. હમણાં બધું ઓલરાઇટ થઇ જશે.

એટલું કહી ડાક્ટર શિવપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો અને થોડીવારમાં એક ગ્લાસમાં થોડી દવા લાવી વિનોદને પીવા આપી. વિનોદ કાંઇપણ આનાકાની વિના તે દવા પી ગયો અને થોડી જ વારમાં પોતાની તબીયત અગાઉ કરતાં ઠીક લાગતાં તેણે કહ્યું ડાક્ટર સાહેબ આપની દવાનો ગુણ તો ખરો, મને પહેલાં કરતાં અત્યારે ઠીક લાગે છે.

ડાક્ટર શિવપ્રસાદે હસીને કહ્યું "ત્યારે શું લોકો નકામા અમારી તારીફ કરતા હશે? ગુણ ન હોય તો લોકો શું અમને ફોગટ પૈસા આપતા હશે? ખેર એ સર્વ વાત જવા દો હવે કહો અત્યારે કેમ પધારવું થયું છે?

વિનોદ:–આજે એક નવીન સમાચાર છે.

ડાક્ટર–કેવા?

વિનોદ–મોટાભાઇ પોતાની બધી મીલ્કત મારાજ નામે કરી ગયા છે?

ડાકટર—બહુ આનંદની વાત છે.

વિનોદ—પણ જ્યારથી મેં એ સાંભળ્યું ત્યારથીજ કોણ જાણે કેમ મારૂં માથું ભમે છે. અત્યારે આપની દવા પીવાથી તબીયત જરા ઠીક લાગે છે.

ડાકટર—કદાચ તમે પહેલાં નહી જાણતા હો કે આમ થવાનું છે કેમ, અને કદાચ આવા આનંદી સમાચાર સાંભળતાંજ હર્ષઘેલા જેવી તમારી દશા થઇ ગઇ હશે.

વિનોદ—આપનું અનુમાન બરાબર છે. હું તો જાણતો હતો કે વિજ્યાને બધી મીલ્કત મળશે અને મને ખોરાકી પોશાકી માટે થોડો ઘણો ખર્ચ મળ્યા કરશે. મેં તો શું પણ વિજ્યાએ પણ મને એવીજ આશા આપી હતી.

ડાકટર—અત્યારે તો એનું ઉંધું વળા ગયાનું દેખાય છે.

વિનોદ—મીલ્કત કાંઇ ઓછી નથી. લાખ રૂપીઆથી વધારે છે. મીલ્કત મળવીજ જોઇએ. વીલ તમે જાતે વાંચ્યું છે કે નહી ? તેમાં મારૂં નામ વાંચ્યું હતું.

વિનોદ—મને બરાબર યાદ નથી આવતું પણ મારી ખાત્રી છે કે આપનું નામ તેમાં છે ખરૂં ?

ડાકટર—કેમ શી રીતે ખાત્રી થઇ ?

વિનોદ—જે વકીલે વીલ વાંચ્યું હતું તેજ કહેતા હતા કે એક નામાંકિત ડાકટરની એ વીલમાં સાક્ષી છે.

ડાકટર—તો પછી એજ વીલપર મે સહી કરેલી, બરાબર ! મેં પણ તમને તે દિવસે કહ્યું હતું ને, કે નલિનકાંતના છેવટ વીલપર મારી સાક્ષી છે. વારૂ, વિજ્યા ત્યાં હતી ?

વિનોદ—ના જી, એણે હજી આ વાત નથી સાંભળી. જ્યારે

સાંભળશે ત્યારે તેના મનમાં કેવી ઉથલ પાથલ થશે, પ્રભુ જાણે ?

ડાકટર—ફાવે તેમ થશે પણ વીલ તો હવે કાંઇ ફરી શકવાનું નથી કે તેને કાંઇ લાભ થાય ! તેને નલિનકાંતે નાનપણથી પાળી પોષી મોટી કરેલી એટલુંજને ? તેની સાથે તેમનો બીજો કાંઇ સંબંધ તો છેજ નહિ ? અને તમે તો એમના ભાઇ છો એકજ પિતાના પુત્રો છો જેથી તમને પોતાની મિલ્કતના વારસ બનાવવામાં એમણે બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો છે. વારૂ, ખુનનું શું થયું ?

વિનોદ—કાંઇજ નહિ.

ડાક્ટર—અને વિજ્યા પ્રયોગશાળામાં પુરાઇ હતી તે સંબંધમાં કાંઇ પત્તો લાગ્યો ? આ બાબતમાં વિજ્યાએ કાંઇ કહ્યું ખરૂં ?

વિનોદ—ના જી.

ડાક્ટર—ડીટેકટીવનો એના પર શક જાય છે ખરો ?

વિનોદ—કોના પર ? વિજ્યા પર ? ના, ના ? શું વિજ્યા ખુન કરે ? આપ શું કહો છો ડાકટર સાહેબ ?

ડાકટર—મી. વિનોદરાય, હું ખરાબ ભાવનાથી આ વાત નથી પુછતો, હું જાણતો હતો કે પ્રયોગશાળા ખોલવાની કરામત નલીનકાંત વીના બીજું કોઇ જાણતું નહતું પણ વિજ્યા જો ત્યાંથી નીકળી એમ તમે કહો છો તો તે પણ તે ઓરડામાં પેસવાની કળા જાણતી હોવી જોઇએ. નહી તો તે પેસે કેવી રીતે ? અને વળી જે દીવસે મી. નલીનકાંતનું ખુન થયું તે દીવસે ત્યાં વીજ્યા વીના બીજું કોઇ નહતું એટલે લોકો તો આ હકીકત પરથી સહજજ અનુમાન કરે કે વિજ્યાયે કાં તો જાતેજ ખુન કર્યું હોય અથવા નીદાન જેણે ખુન કર્યું હોય તેને તે જાણતી હોવીજ જોઇએ.

વિનોદને ડાકટરની વાત સાંભળી બહુ ચિંતા થઇ. વિજ્યાને

તે પોતાના પ્રાણથી વધારે ચાહતો હતો અને તે પણ એને ખરા જીગરથી ચાહતી હતી આથી વિનોદે દુઃખી હૃદયે જણાવ્યું ડાક્ટર સાહેબ, આપ એના પર નિરર્થક શક લાવો છો.

ડાક્ટર—ના. મી. વીનોદરાય! હું વિજ્યાને સદાચરણીજ માનું છું પણ એનું ચુપ રહેવું મને ઠીક નથી લાગતું જે કાંઇ તે જાણે છે તે જો કહી દે તો બધો ગોટાળો મટી જાય.

એટલામાં વિદુલા પુરદમામમાં ત્યાં આવી. ડાક્ટરે પુત્રીને જોતાંજ કહ્યું "વિદુલા મી. વીનોદરાય અત્યારે લક્ષાધીપતી છે. નલીનકાંતનું વીલ વંચાઇ ગયું તેમાં એમને બધી સંપત્તિના વારસ બનાવેલા છે.

વિનોદે વિદુલા તરફ જોઇ કહ્યું "પણ મને એવી આશા ન હતી, અને બલ્કે હજી પણ મને તો ખાત્રી લાગતી નથી.

વિદુલા—એમ કેમ? આપે જાતે તેવીલ એક વખત વાંચ્યું નથી

વિનોદ—વાંચ્યું છે—તે પરથી તો જણાય છે કે ભાઇની બધી મીલ્કતનો હુંજ માલીક છું. પણ એ વાત મને અસંભવિતજ લાગે છે. મારા મનને જાણે ગોઠતીજ નથી.

વિદુલા—અસંભવિત કેમ? આપજ એમના ભાઇ છો—એટલે જરજમીન તો આપનેજ મળી શકે-કે પછી વિનોદરાય બીજા કોઇ હશે એવી શંકા આવે છે? નકામી વાત ન બનાવો, મારા સાહેબ હવે તો એકાદ દિવસ આપે કાંઇ જલસો ઉડાવવો પડશે સમજ્યા?

આટલું કહી વિદુલા ત્યાંથી પસાર થઇ ગઇ તેના ગયા પછી ડાક્ટરે પોતાના ખિસ્સામાંથી એક કાગળ કાઢી વિનોદના હાથમાં આપ્યો. અને ગંભીરતાથી કહ્યું. "મી. વિનોદરાય, હવે તમારી આ પ્રતિજ્ઞા ક્યારે પુરી કરશો."

વિનોદે કાગળ લઇ જોયું તો તે એક તેનોજ લખેલો

પ્રતિજ્ઞા પત્ર હતો. તેમાં તેણે ડાકટર શિવપ્રસાદને લખી આપ્યું હતું. કે જો હું નલીનકાંતની મીલકતનો વારસ થઇશ તો તમારી પુત્રી સાથે લગ્ન કરીશ

પોતાનું લખેલું પ્રતિજ્ઞાપત્ર વાંચી અને તેની નીચે પોતાની સહી જોઇ વિનોદ આશ્ચર્યચકિત થઇ જતાં ભયભીત પણ બની ગયો. તેણે અચંબા સાથે પુછયું " આ કાગળ મેં કયારે આપને લખી આપ્યો હતો, ડાકટર સાહેબ. "

ડાકટર—તે તમને યાદ નથી ? મી. વીનોદરાય ! બહુ દીલગીરીની વાત છે. કે તમે આટલા ભૂલકણા સ્વભાવના છો ! આટલીવારમાં તમને આમ કેમ થઇ ગયું ?

વિનોદ—ખરેખર અજબ વાત છે. મને આમાંનું કાંઇ પણ યાદ નથી.

ડાકટર—ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે આ કાગળ તમારો લખેલો નથી મી. વિનોદરાય ?

વિનોદ—એમ પણ શી રીતે કહેવાય. કાગળ તો મારોજ લખેલો જણાય છે.

ડાકટર—તો પછી બનાવટી કહી છુટી જવા માગો છો ?

વિનોદ—નહિ, ડાકટર સાહેબ, આપ એટલા અધીરા શા માટે થાવ છો ? મને યાદ નથી આવતું તેથી હું તો કહું છું.

થોડીવાર પછી વિદુલા પાછી ત્યાં આવી. આ વખતે અચાનક ડાકટરની કરડી નજર વિનોદપર પડી અને લગભાગ પાંચ મિનિટની અંદરજ તે બેભાન થઇ જમીનપર સુઇ ગયો.

એટલે વિદુલા વિનોદની પાસે જઇ તેના મોંપર હાથ ફેરવવા લાગી અને અનેક ઉપાયોથી પરીક્ષા કરી જોયું તો ખરેખર

તે બેભાન થઇ ગયેલો હતો.

એ અરસામાં નવીન દાસી ( વિદ્યા ) તે ઓરડાના દ્વારપર છુપાઇ ઉભી ઉભી ત્યાંની સર્વ લીલા જોઇ રહી હતી. આખરે જ્યારે તેણે જોયું કે વિનોદ ડાકટરની ભયાનક વિદ્યાથી બેહોશ થયો છે ત્યારે તેને ત્યાં ઉભા રહેવું યોગ્ય ન જણાતાં તેણે રસ્તો માપ્યો. અને મનમાંજ બોલી " આ ડાકટર કેવો ભયંકર માણસ છે ? બિચારો વિનોદ પાછો એના પંજામાં સપડાયો !

ત્યાર પછી ડા. શિવપ્રસાદ વિનોદની પાસે ગયો અને તેને હાંક મારી પૂછ્યું " કેમ, મી. વિનોદરાય ! હવે તમને સર્વ વાત યાદ આવે છે ? પ્રતિજ્ઞાપત્ર ક્યારે લખ્યું હતું, તે યાદ આવ્યું ?"

વિનોદ એવીજ હાલતમાં પડયા પડયા જવાબ આપ્યો "હા, જી, યાદ આવ્યું."

ડાકટર—ત્યારે સાચું કહો, તમે મારી પુત્રી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરીને આ પ્રતિજ્ઞા પત્ર લખી આપ્યું હતું કે નહિ?

વિનોદ—હા જી, લખી આપ્યું હતું.

ડાકટર—વારૂ, આ પ્રતિજ્ઞા હવે પાળશો નહિ ?

વિનોદ—પાળીશ.

ડાકટર—તો તમારી વીંટી વિદુલાને આપી દો.

વિનોદે વીંટી કાઢવાને હાથ ઉપાડયો પણ તેમ ન થઇ શક્યું.

તેજ વખતે ડાકટરે જાતે તેના હાથમાંથી વીંટી કાઢી લીધી. અને પછી કહ્યું " લ્યો, આ વિદુલાને આપો."

વિનોદે પુનઃ હાથ ઉપાડયો—આ વખતે ડાકટરે વીંટી તેના

હાથમાં મૂકી દીધી એટલે વીંટી લઇ વિનોદે વિદુલા તરફ હાથ લંબાવ્યો વિદુલા પાસેજ ઉભી હતી. તેણે ઝટપટ હાથ લંબાવી વીંટી તેના હાથમાંથી લઇ લીધી.

વિદુલા વીંટી લઇ ત્યાંથી પસાર થઇ ગયા પછી કેટલીક વારે વિનોદ શુદ્ધિમાં આવ્યો; અને ડાકટર શિવપ્રસાદ પાસેથી રજા લઇ ત્યાંથી ચાલવા માંડયું.

ડાકટરને ઘેરથી નીકળી વિનોદે સામેજ એક ખાલી ઘોડા-ગાડી ઉભેલી જોઇ. તે વખતે પોતાને સુસ્ત અને નિર્બળ માની વિનોદે ગાડીવાન સાથે કંઇક ભાડું ઠરાવ્યું અને ગાડીમાં બેસતાં જ ગાડીવાનને પોતાના ઘર તરફ હાકવા ફરમાન કર્યું.

રસ્તામાં તે અનેક જાતની વિચારમાળામાં ગુંથાયો. તેણે એકવાર વિચાર્યું કે મેં જો વિદુલાને કોઇ પત્ર લખીજ આપ્યો હોય તો મને એ સંબંધમાં કાંઇ યાદ ન રહે? "બાબત એ હતી કે વિદુલાને તે બીલકુલ ચહાતો નહતો. તેનો તો વિન્ધ્યાપરજ ભારે પક્ષપાત હતો. એવી સ્થિતિમાં તે ડાકટરને આવો પત્ર કેમ લખી આપે કે જેનાથી એમ પુરવાર થાય કે તે વિદુલાને ચાહે છે?" આમ વિચારમાં ને વિચારમાં તેની નજર અચાનક પોતાના હાથની આંગળીપર પડી. પણ આંગળીએ વીંટી ન જોતાં તેને ભારે દુઃખ થયું. તે વીંટી તેના દાદા તરફથી તેમની યાદદાસ્ત તરીકે મળી હતી. કિંમત પણ કાંઇ સાધારણ નહતી. લગભગ એક હજાર કરતાં વધારે રૂપાયાની હશે. બહુ ખિન્નતાથી તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો.' ખરેખર મને લાગે કે મારાપર શનીદેવની દૃષ્ટિ પડી રહી છે.

# પ્રકરણ ૧૧ મું.

## બનાવટી નોટો

જ્વાળાપ્રસાદે પ્રભુલાલને મોંએ જે વાત સાંભળી હતી તેથી તેને બહુ અચંબો થયો. નલીનકાંતની પ્રયોગશાળા બહુ મોટી ન હતી. જ્વાળાપ્રસાદ એ ઓરડામાં ત્રણ ચાર વાર ગયો હતો પણ તેની નજીકમાં બીજી કાંઇ નાની ખોલી હશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો ન હતો. આથી તે ખોલીની શોધમાં તે નલિનકાંતના મકાન તરફ ચાલ્યો.

પ્રભુલાલ પણ એક ભયંકર માણુસ હતો. તેણે પોતાની જીંદગીમાં સેંકડો ભયંકર કામો કર્યાં હતાં. એટલુંજ નહિ પણ તે અગાઉ બે ત્રણ વખત મહામંદિર (જેલયાત્રા)નાં દર્શન પણ કરી ચુકયો હતો. પરંતુ જ્વાળાપ્રસાદ તેની સાથે સારો વહેવાર રાખતો હતો. કેમકે તેને હંમેશ પ્રભુલાલ પાસેથી ગુપ્ત ખબરો મળ્યા કરતી હતી, જેથી તેનો ભારે ઉપકાર થતો હતો.

જ્વાળાપ્રસાદે પ્રભુલાલનો બચાવ કરવાની પ્રતિજ્ઞા કરી તેની પાસે સેંકડો ગુપ્ત બાતમીઓ મેળવી હતી. તે પ્રભુલાલની વાત પર સંપુર્ણ ભરૂંસો રાખતો. તેની ખાત્રી હતી કે પ્રભુલાલ મારી સામે કદી જુઠું બોલેજ નહિ. આથી તેણે નલીનકાંતની પ્રયોગશાળા નજીકની નાની ખોલી સંબંધી જે હકીકત હતી તે બાબત તેને કાંઇ પણ શંકા થઇ નહી.

તે દહાડે નલીનકાંતના મકાનની સર્વ જગ્યાઓ જોઇ તપાસી હેવા છતાં તે નાની ખોલીની વાત ન જાણી શકયો તે માટે જ્વાળા પ્રસાદને આશ્ચર્ય લાગ્યું; અને તેથી પ્રભુલાલને ઘેરથી નીકળી તે

સીધો નલીનકાંતના મકાનમાં દાખલ થયો.

મકાનમાં પેસી જ્વાળાપ્રસાદ લાગલો જ પ્રયોગશાળામાં પહોંચ્યો પણ અચાનક એક સ્ત્રીને ત્યાં ઉભેલી જોઇ તે ચમક્યો અને કાંઇક ગુપ્ત જગ્યાએ છુપાઇ જવાનો ઇરાદો કરતો હતો એટલામાંજ તે સ્ત્રી તેની સામે આવતાં બંનેની ચાર આંખો થઇ.

જ્વાળાપ્રસાદે તેને જોતાંજ હસીને પુછ્યું "કોણ વિજ્યા તું અહીં ક્યાંથી?"

વિજ્યા–એક કામ માટે આવી છું આપનો મેળાપ થયો તે ઠીકજ થયું કાલની આપની મુલાકાત લેવાનો હું વીચાર કરતી હતી પણ વખત મળ્યો નહતો.

જ્વાળા–શું તું એકલીજ આવી છું?

વિજ્યા–જી હા. આપે નલીનકાકાના વીલની વાત સાંભળી.

જ્વાળા–હા સાંભળી છે. એમાં તને તો કાંઇ આપ્યું નથી.

વિજ્યા–અજબ વાત છે. મને શું એમણે તે વખતે જુઠીજ વાત કહી લલચાવી હશે? પણ એમ શી રીતે બની શકે? આજ સુધી એમણે કદી મારી સાથે દગાબાજી કરી નથી.

જ્વાળા–વારૂ; અત્યારે તું અહીં શા કામે આવી છું વિજ્યા?

વિજ્યા–મારા ધારવા પ્રમાણે આ ઓરડાની પાસેજ બીજી એક નાની ખોલી છે. હું તેની તપાસ કરવા આવી છું.

જ્વાળા–તને એ વાતની શી રીતે ખબર પડી?

વિજ્યા–સાહેબ એક દીવસ આ ખંડમાં હું ઉભી હતી તે વખતે અંદરથી નલીનકાકા અને ડાકટરનો અવાજ સંભળાયો પણ તેઓ ક્યાં હતા તેની કાંઇ મને સમજણ પડી નહી એટલે મને લાગે છે કે આની પાસેજ બીજી કોઇ નાની ખોલી હોવી જોઇએ.

મને પૈસાનો લોભ બીલકુલ નથી. હું નવીનકાકાના મિત્રની એકની એક પુત્રી છું તેઓ મને પોતાની મીલ્કતની વારસ બનાવશે એવી હું કદી આશા રાખતી ન હતી. પણ એમણે મને કંઇક એવીજ વાત કહી હતી એટલે મને આશા પડતી હતી. હું ધારૂં છું કે આની અંદર કોઇ ભયંકર કારસ્થાન રચાયું હોવું જોઇએ.

જવાળા—તું કેટલો વખત થયાં અહીં આવી છું.

વિન્યા—લગભગ અર્ધા કલાકથી.

જવાળા કાંઇ પત્તો લાગ્યો ?

વિન્યા—ના જી, કાંઇજ નહિ.

"વારૂ" કહી જવાળાપ્રસાદે પ્રયોગશાળાની સર્વ દીવાલો તપાસવા માંડી. પણ કાંઇ સમજાયુ નહિ એટલામાં વિન્યાએ અભરાઇની સર્વ શીશીઓ તપાસતાં 'ડીટેકટીવ સાહેબ, મેં જે શીશીની વાત તે દહાડે આપને કહી હતી તે તો અહીં નથી આપ અગાઉ આ રૂમમાં આવ્યા હતા ?

જવાળા—હા, આવ્યો હતો.

વિન્યા—ત્યારે તો આપજ લઇ ગયા હશો ? ઠીક થયું. આપ પોલીસ અમલદાર છો, અને ભયંકર કેસનો ભાર આપના શીર પર છે. તેવી સ્થિતિમાં ઝેરી ગોળીઓથી ભરેલી તે શીસી આપ લઇ જાવ એમાં કાંઇ નવાઇ નથી.

જવાળા—આ તું શું બોલે છે વિન્યા ? હું તે શીશી નથી લઇ ગયો.

વિન્યા—હેં ! આપ નથી લઇ ગયા ? ત્યારે કોણ લઇ ગયું ?

જવાળાપ્રસાદે તે દીવસની સર્વ હકીકત વીન્યાને કહી બતાવી. સાંભળી તે તો દિંગજ થઇ ગઇ; અને ચકિત થઇ કહ્યું.

તો પછી બીજા કોઇ માણુસની અવરજવર પણ આ મકાનમાં થવા લાગી છે એમ ને ? આ બાબતમાં પહેરાવાળો કાંઇ નથી કહી શકતો ?

જવાળા–ના આ મકાનમાં બેત્રણ દ્વાર હોવાં જોઇએ. કેમકે જે માણુસ બદઇરાદાથી અહીં આવે છે તે મુખ્ય દ્વારથી કદી પેસતો નથી. ખેર એ વાત જવા દો.

અત્યારે જે કામ માટે તું આવી છું તે કામ કરી નાખવું જોઇએ. એટલું કહેતાં વિન્યા અને જવાળાપ્રસાદ બહુ બારીકાઇથી તે ખંડની તપાસ કરવા લાગ્યાં, પણ કાંઇ ભેદ માલુમ પડયો નહિ. આખરે જવાળાપ્રસાદે સર્વ અભરાઇઓ ખસેડી તો એક અભરાઇની પછવાડે તેને એક નાનું કડું જણાયું. એટલે વિન્યાને તે સંબંધી કાંઇ પણ ન કહેતાં તેણે તે કડુ જોરથી ખેંચ્યું. તે સાથેજ એક નાનું દ્વાર ધીમા અવાજ સાથે ખુલી ગયું. વિન્યાની નજર તે પર પડી. અને તે આનંદથી ઉછળતાં બોલી 'જોયું ડીટેકટીવ સાહેબ, આ બધું મને શી રીતે જડત ? સદ્‌ભાગ્યે આપની સાથે મુલાકાત થઇ ગઇ–એથી તો આ અદ્દ્‌ભુત હકીકત માલુમ પડી.

તુર્તજ વિન્યા અને જવાળાપ્રસાદ તે નાની ખોલીમાં પેઠાં અને ચોતરફ સારી રીતે જોવા લાગ્યાં અચાનક કોઇક જુના પુરાણા કાગળ પર જવાળાપ્રસાદની નજર પડી, એટલે તુર્તજ તે કાગળો તેણે ઉપાડી લીધા.

જવાળાપ્રસાદને તે જુના કાગળો ઉઠાવતાં જોઇ વિન્યા આશ્ચર્ય પામી બોલી " સાહેબ આ બધું શું છે ? જુના કાગળો પર કેમ આટલો બધો પ્રેમ લાગ્યો ?

જવાળાપ્રસાદે હસતાં હસતાં જણાવ્યું 'આ બધા કાગળો'

તદ્દન જુના નથી. કદાચ તેં સાંભળ્યું હશે કે કેટલાક દીવસ થયાં ઘણી બનાવટી નોટો પકડાઇ છે. આ સર્વ કાગળો પણ તે બનાવટી નોટોનાજ છે.

વિજ્યા શાંત થઇ બોલી "આપનું અનુમાન બરાબર છે.

જવાળા—તેં કેવી રીતે જાણ્યું ?

વિજ્યા—એક દિવસ ડાક્ટર સાહેબ અને નલીનકાકા આ બાબત વાતો કરતા હતા. ડાક્ટર સાહેબ કહેતા હતા કે આપણને પકડી શકે એવો ડીટેક્ટીવ આ દુનીઆમાં કોઇ નથી.

આટલું કહી વિજ્યા ચુપ રહી. થોડીકવાર પછી તે પાછી શોધ કરવા લાગી. લગભગ અર્ધા કલાક પછી એક નાની સરખી પેટી તેની દ્રષ્ટિએ પડી. તે પેટી એક ઉંચી અભરાઇ પર મુકેલી હતી. વિજ્યાથી તે નીચે ઉતારી શકાઇ નહિ તેથી તેણે જવાળાપ્રસાદની મદદ માગી; એટલે જવાળાપ્રસાદે પેટી ઉતારી વિજ્યાના હાથમાં મુકતાં પુછ્યું" તું શું આ પેટીની શોધ કરવા આવી હતી.

વિજ્યા—જી હા.

જવાળા—આ પેટીમાં શું છે ?

વિજ્યા—નલિનકાકાનું વીલ.

જવાળા—તેં શી રીતે જાણ્યું ?

વિજ્યા—એક દિવસ મેં નલિનકાકાને બહુ ખુશમિજાજમાં જોયા તે પહેલાં તેમને મેં એટલા આનંદમાં કદી જોયા ન હતા પછી તેમણે મને ઘણી ઘણી વાતો પુછી મેં પણ તેના યોગ્ય ઉત્તર આપ્યા તે સાંભળી તેમને આનંદ થયો હોય એમ મારા સમજવામાં આવ્યું હતું. આખરે તેમણે ખુશમિજાજમાં મને કહ્યું કે મારી કુલ મિલકતની વારસ તુંજ થઇશ. તે સંબંધીનું વીલ આ પેટીમાં

છે. અને એ પેટી આ ખંડમાંજ રહેશે. આથી કાલે જ્યારે વીલનો ભેદ સાંભળવામાં આવ્યો ત્યારે મને કંઇક સંદેહ થયો અને આ વીલ શોધવાની ફરજ પડી.

જવાળા—ત્યારે તું શું એમ કહેવા માગે છે કે જે વીલ વાંચવામાં આવ્યું છે તે અસલ વીલ નથી?

વિજ્યા—ના જી, મારી તો ખાત્રીજ છે. હવે આ પેટી ખોલવી શી રીતે?

જવાળા—એ તો તોડવી પડશે.

તુર્તજ જવાળાપ્રસાદે પોતાના કોટના ખિસ્સામાંથી એક ઓજાર કાઢ્યું અને તે વડે પેટી તોડી નાંખી, તો એક લખેલો કાગળ તેમાં પડેલો જણાયો. વિજયાએ ત્વરાથી તે વાંચ્યો:—

"વિજ્યાજ મારી કટ્ટી દુશ્મન છે તે મારૂં ખુન કરવાની તજવીજ કરી રહી છે." નલિનકાંત દેસાઇ

કાગળનો આ મચકુર વાંચી વિજયા દિગ્મુઢ બની ગઇ જે આશાથી તેણે અત્યાર સુધી આટલું કષ્ટ વેઠ્યું હતું, જે આશાથી તે એકલી આ સુમસામ જગ્યાએ આવી હતી તે તેની આશા જડમુળથી ઉખડી ગઇ. તે કાંઇજ સમજી શકી નહિ તેનો ચહેરો ફિક્કો પડી ગયો આખું શરીર થરથર કંપવા લાગ્યું તે વખતે તે કાંઇજ કરી શકી નહિ માત્ર તેવીજ સ્થિતિમાં પત્થરની પ્રતિમાની માફક ઉભી રહી.

---

## પ્રકરણ ૧૨ મું.

### ભયંકર ભેદ

લગભગ પંદર મિનિટ પછી બહુ કષ્ટે વિજ્યાએ પોતાનુ ચિત્ત ઠેકાણે આણ્યું. ત્યાર બાદ તેણે જવાળાપ્રસાદને

સંબોધીને કહ્યું "ડીટેકટીવ સાહેબ, આ શો ભેદ છે? આવું કોણે લખ્યું હશે?"

જવાળા—તેં શું કદી મી. નલીનકાંતના અક્ષર જોયા નથી?

વિજયા—ઘણીએ વાર,

જવાળા—ત્યારે તું શું નથી કહી શકતી કે આ તેમનું લખેલું છે કે નહિ?

વિજયા—અક્ષર તો એમના જેવાજ છે પણ તે આવું લખે એવી મારી ખાત્રી પડતી નથી. તેઓ મને જેટલું ચાહતા હતા અને હું તેમના પર જેટલો પ્રેમ રાખતી હતી તે જોતાં મને શી રીતે વીશ્વાસ આવે કે એ મને આફતમાં નાખવા માટે આવું નિર્દય કામ કરશે?

જવાળા—આ કોઇક ભયંકર માણસનાં કારસ્થાન સિવાય બીજું કાંઇજ નથી મને લાગે છે કે મી. નલિનકાંતના ખુનમાં બહુ ભેદ રહેલો છે. આવું ભેદી હત્યાકાંડ અત્યાર પહેલાં મેં કદી સાંભળ્યું નથી.

વિજયા—અને આપના ફોજદાર સાહેબ તો તે દિવસે કહેતા હતા કે આ કેસ બહુ સાદો છે?

જવાળા—કેસની અંદર ઉંડા ઉતર્યા વિના ઉપર ઉપરથી તો એમજ જણાતું હતું તેથી તેમણે એમ કહેલું પણ મુદામાં વાત એવી નથી. વારૂં એક કામ કર એ કાગળને બાળી નાંખ એટલે સર્વ ભાંજગડ પતી જશે.

વિજયા—ના ડિટેકટીવ સાહેબ, આ કાગળ બાળી નાંખવાથી ઉલટી હુંજ ગુનેગાર ઠરીશ માટે તે આપની પાસેજ રાખો.

જવાળાપ્રસાદે તે કાગળ પછી કાળજીપૂર્વક તે અનાવટી

નોટો ભેગો મૂકી દીધો. આ વખતે વિજ્યાએ જવાળાપ્રસાદને પ્રયોગશાળાનો લોખંડી દરવાજો ખોલવાની કરામત બતાવી દીધી. તે જોતાં તેણે આશ્ચર્ય પામી કહ્યું “ વિજ્યા, હું ઘણો વખત થયાં ડિટેક્ટીવનું કામ કરૂં છું પણ આજે જે કરામત તેં મને બતાવી છે તેવી પહેલાં મેં કદી જોઇ ન હતી આ સંકેત બીજું કોઇ પણ જાણે છે કે કેમ તે તું કહી શકે છે ?

વિજ્યા–તે હું શી રીતે કહી શકું ? નલિનકાકાના પરિચયના માણસો બહુ થોડાજ હતા પણ એટલું તો જરૂર જાણું છું કે બેએક માણસ અહીં આવતાં હતાં, છતાં તેમાંથી કોઇ આ ખોલવાની કરામત જાણતું હશે કે નહિ તે હું નથી કહી શકતી.

જવાળા–પણ વધારે ભાગે અહીં કોણ આવતું હતું ?

વિજ્યા–પેલો ડાકટર.

જવાળા–કોણ, શિવપ્રસાદ ?

વિજ્યા–હા જી.

જવાળા–જે દિવસે મી નલિનકાંતનું ખુન થયું તે દિવસે તેં ડાકટરને મકાનમાં જોયેલો ખરો ?

વિજ્યા–નહિ સાહેબ, હું જુઠું નહિ બોલું, પણ મને લાગે છે કે તે કાંઇ જાદુની ક્રિયા જાણે છે. કેમકે જ્યારે તે નલિનકાકા પાસે આવીને જતો ત્યારે નલિનકાકા બહુ બેચેન બની જતા. એટલુંજ નહિ પણ બલ્કે કોઇ કોઇ દિવસ તો ડાકટર બહાર નીકળતાં તે પણ બહાર જતા.

જવાળા–વારૂ, મિ. વિનોદરાય સાથે તારે કેટલા દિવસથી ઓળખાણ છે ?

વિજ્યા–જ્યારથી હું નલિનકાકાના ઘરમાં આવી ત્યારથી એ

લગભગ દસ વર્ષની વાત છે.

જ્વાળા—મિ. વિનોદરાય શું ખરેખર મિ. નલિનકાંતના ભાણેજ છે?

વિજયા—હા, એમાં કાંઇ શંકા નથી. કેમકે હું નાનપણથી જ એમ સાંભળું છું.

જ્વાળા—તમારા બેમાં કાંઇ અણબનાવ તો નથીને?

વિજયા—ના જી, બિલકુલ નહિ.

જ્વાળા—મિ. વિનોદરાયે તને કદી નુકશાન કરવાનો પ્રયત્ન કરેલો ખરો?

વિજયા—ના જી. એમણે મારૂં કદી બુરૂં ઇચ્છયું નથી. એટલું નહી પણ હું નલીનકાકાની કુલ મીલ્કતની વારસ થઇશ તે સાંભળીને ઉલટા તે ઘણા આનંદ પામતા હતા.

જ્વાળા—વારૂ, તેં તે દિવસે કહ્યું હતું કે મી. વિનોદરાય ડાક્ટર અને તેની પુત્રી વિદુલાને આધીન છે, એ ખરી વાત?

વિજયા—મારૂં કહેવું સત્ય છે. પણ એ વાત કહેવામાં ખરેખર એમને ભારે અન્યાય થયો છે. હું તે બદલ મી. વીનોદરાયની માફી માગીશ.

જ્વાળા—ડાક્ટર સાથે એમને કેમ બને છે?

વિજયા—ઘણીજ સારી રીતે.

જ્વાળા—એક બીજી વાત કહે. ડાક્ટર સાહેબની પુત્રી સાથે કદી તારે મેળાપ થયેલો?

વિજયા—મારે એની સાથે વાતચીતનો પ્રસંગ નથી પડયો પણ એક દિવસ અનાયાસે ભેટો થઇ ગયો હતો ખરો.

જ્વાળા—કેવી રીતે?

વિજયા—હું દરરોજ નલિનકાકા પાસે આવતી હતી. એક

દિવસ પ્રયોગશાળાના ઓરડા પાસે આવી મેં બે માણસનો કંઠસ્વર સાંભળ્યો. બંને કોઇ બાબતમાં તકરાર કરી રહ્યા હતા. હું જાણુતી હતી કે નલિનકાકા બહુ શાંત પ્રકૃતીના માણુસ હતા તેમને અગાઉ કદી કોઇની સાથે તકરાર કરતાં મેં સાંભળ્યું ન હતું પણ તે દીવસે મેં બહારથી ડોકીયું કરી જોયું તો તેઓ વિદુલા સાથેજ તકરાર કરતા હતા.

જ્વાળા—તેં શી રીતે જાણ્યું કે તે વિદુલાજ હતી ?

વિન્ધ્યા—ડાકટરની પુત્રીનો ચહેરો બરાબર ડાક્ટરને મળતોજ છે. ગુપ્ત વેષ જોતાં પહેલાં મેં એને ડાક્ટર માન્યો હતો. પણ બરાબર રીતે જોતાં જણુાયું કે તે ડાક્ટર નહી પણુ તેની પુત્રી હતી. કેમકે મેં સાંભળ્યું હતું કે ડાક્ટરને વિદુલા નામે એક છોકરી છે અને તેનો ચહેરો તેના બાપ સાથે આબેહુબ મળતો આવે છે.

જ્વાળા—વારૂ, એ લોકોની તકરારનું કારણ કાંઇ તને સમજાયું હતું ?

વિન્ધ્યા—કાંઇજ નહિ. પણ હા, નલીનકાકા આગળ એક પુસ્તક ખુલ્લું પડ્યું હતું અને વચમાં વચમાં વિદુલા તે પુસ્તક તરફ ઇસારો કરતી હતી.

જ્વાળા—તે પુસ્તક શા વિષયનું હતું તે તું જાણે છે ?

વિન્ધ્યા—નલીનકાકાનાં પુસ્તકોમાં દરેક પ્રકારનાં ઝેર બનાવવાના કીસ્સાજ લખેલા છે. તેઓ એ વિષયનાં પુસ્તકો વીના બીજાં પુસ્તકો વાંચતાજ નહી.

જ્વાળા—અજબ ગોટાળો છે. જેમ જેમ દીવસો વીતે છે તેમ તેમ કેસ કેટલો ગંભીર અને ભેદી થતો જાય છે? મી. નલીનકાંતના ખુનનો ભેદ ખોલવો એ ઓછી મુસ્કિલ વાત નથી.

વિન્ધ્યા—હું પણ એજ વિચાર કરૂં છું. મને ભય માત્ર

એટલી વાતનો છે કે ક્યાંક કોઇ નિર્દોષને આપ ન પકડી લો.

જવાળા–એવું સ્વપ્ને પણ ન ધારવું વિન્ધ્યા હું બરાબર તપાસ કર્યા વિના કોઇને પણ નહી પકડું હું જાણું છું કે તું નીર્દોષ છે. અને મી. વીનોદરાયની પણ આમાં કાંઇ કસુર નથી.

વિન્ધ્યા–જવાળાપ્રસાદનું કહેવું સાંભળી મનમાંજ પ્રસન્ન થઇ અને બોલી " પ્રભુ આપનું કલ્યાણ કરો. મી વિનોદરાય તદન નિર્દોષ છે એ તો હું પણ છાતી ઠોકીને કહી શકું છું.

જવાળાપ્રસાદે હસીને જણાવ્યું 'એ તો હું પ્રથમથીજ જાણું છું.

## પ્રકરણ ૧૩ મું.

### શઠંપ્રતિ શાઠ્યં

બીજે દિવસે સાયંકાળે ડાકટર શિવપ્રસાદ જેવો ઘરની બહાર નીકળ્યો તેવોજ એક મજબુત પ્રચંડ માણસે તેના ઘરમાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ એક નોકરે પાસે આવી તેના આવવાનું કારણ પુછ્યું આવનારે ગંભીરતાથી જણાવ્યું "હું ડાકટર સાહેબને મળવા માગું છું. નોકરને મોંએ " ડાકટર સાહેબ ઘેર નથી " એ સાંભળીને પણ આવનાર સંતુષ્ઠ ન થતાં તેણે તેની પુત્રી સાથે મુલાકાત લેવાની ઇચ્છા પ્રકટ કરી. નોકરે જઇ વિદુલાને સર્વ હકીકત જણાવી; વિદુલા મુલાકાત લેવા કબુલ થઇ અને આવનારને ઉપરવાળી બેઠકમાં લાવવાનો હુકમ કર્યો.

બંનેની નજર મળતાં વિદુલાએ આવનારની મુખમુદ્રા જોઇ તેને એક ભલો આદમી ધારી પુછ્યું. " તમારૂં નામ શું છે ? મહાશય, શું કામ માટે મારા પિતાને મળવા માગો છો ?"

આવનારે અચંબો પામતાં કહ્યું "અજબની વાત છે. વિલ્મા કે તું મને નથી ઓળખી શકતી.

વિદુલા-હું પણ અજબ થાઉં છું કે તમે મારૂં નામ જાણો છો. મારે તમારી સાથે ક્યાં મુલાકાત થઇ હતી કે તમને જોતાં વારનેજ હું ઓળખું ?

આવનારે હસીને જણાવ્યું "ગયે વરસે પેલો મેળો જોવા જતાં તું કેવી આફતમાં પડી હતી. તે આટલીવારમાં ભુલી ગઇ ? હું નહોત તો તને કોણ બચાવત ? તે ઉપરાંત આપણી વચ્ચે જે જે વાતચીત થઇ હતી તે પણ ભુલી ગઇ ? મેં તને બચાવી હતી —એ સર્વ વાત તને યાદ નથી ? મારૂં નામ જયદેવ ?

વિદુલા-હા, હવે યાદ આવ્યું. અત્યારે શું વિચાર કરી... જયદેવ વચમાંજ વાતને કાપી નાંખતો બોલ્યો "મારે થોડાક રૂપીઆની જરૂર છે.

વિદુલા-મારે ત્યાં તમારા રૂપીયા કાંઇ જમા તો મુકયા નથી ?

જયદેવ-ભલે ન મુકયા હોય. હું જબરજસ્તીથી માગું છું. હવે નકામી વાતો જવા દે. મારે રૂપીઆ જોઇએજ જોઇએ.

વિદુલા-તમારા શેઠને લગભગ એક લાખથી વધારે મિલ્કત મળી છે છતાં તમે રૂપીઆ રૂપીઆ કરી ભીખ માગતા ફરો છો એ તે શી વાત.

જયદેવ-એ ખુનામરકીના રૂપીઆ મારે ન જોઇએ હવે તું કહી નાંખ ને કે રૂપીઆ આપે છે કે નહિ ? તું મારા મિત્રની પુત્રી છું. તું નહિ આપે તો બીજું કોણ આપશે ?

વિદુલા-મારા પિતાના મિત્ર ? તમે કયારથી ?

જયદેવ-ઘણા દિવસથી તારા બાપ આટલા શ્રીમંત થયા

તેની પણ આગળથી. શું કરીને તે આટલા શ્રીમંત થયા છે, જાણે છે ? તારો પિતા સાધારણ-ભોળીઓ માણસ નથી તે બહુ ભયંકર રીતે જેને તેને જાદુ કરી પૈસા પચાવી પડતો હતો એને ચોરી કહે કે લુંટ કહે ? આ કમાણીથી તારો બાપ પૈસાદાર થયો છે. સમજી?

વિદુલા કટાણું મોં કરી બોલી "જરા ભાન રાખીને બોલો, મારી આગળજ મારા પિતાની નિંદા કરવાની હિંમત ભીડો છો તે?

જયદેવ-વારૂ, એ સર્વ વાત જવા દે હવે મુળ વાત પર આવ. નક્કી તારી પાસે રૂપીઆ તો હશેજ, તું તેમાંથી અત્યારે વધારે નહિ તો ત્રણસો રૂપીઆ મને આપ એટલાથી હું રાજી થઇ ચાલ્યો જઇશ.

વિદુલા-તું ભામટો ચોર છે. ચોર શું લુંટારો. તું મને એકલી જોઇને જુલમ ગુજારે છે ? જો મારા પીતા હોત તો તને આ બદમાસીનો સ્વાદ ચખાડત.

જયદેવ-હું તારા બાપને જ મળવા આવ્યો હતો, છોકરી, કહે તો તે આવતા સુધી થોભું. હું તને ફરેબ દઇ રૂપીઆ લઇ જવા માગતો નથી પણ મારી પાસે એક એવી ચીજ છે કે તે જોતાંજ તારો જીવ ઉડી જશે.

વિદુલા-શું છે ? બતાવ ?

જયદેવ-જો નહિ આપે તો લાચારીથી તે બતાવવીજ પડશે પણ ખબરદાર જો મને કોઇપણ રીતે નુકશાન કરવાનો ઇરાદો કરીશ તો તને જીવતી નહી છોડું. એટલું કહી જયદેવે પોતાના પહેરણના ખીસ્સામાંથી કાચની બનેલી એક નાની ગોળી કાઢી અને તેને આગળી અને અંગુઠા વચ્ચે પકડી વિદુલાને બતાવી તે જોતાંજ તે ભયબીત થઇ ચમકી અને થોડીક વાર પછી બોલી

તમે અહીંજ બેસો, હું ઉપરથી રૂપીઆ લઇ આવું છું.

જયદેવ—નાદાન છોકરી, તું મને શું એટલો બેવકુફ સમજે છે? શરીર મોટું જોઇ બુદ્ધિ પણ એટલી જાડી માની લે છે? તું ખસી જાય અને હું અહીં એકલો બેસી ઝાંખા કરૂં? એમ કદી નહિ બને ક્યાં જાય છે? ચાલ હું તારી સાથે આવું છું.

વિદુલા—તમારાથી ઘરની અંદર શી રીતે આવી શકાય.

જયદેવ—તો હું તને છોડી પણ શકતો નથી. બને તો અહીં જ રૂપીઆ મંગાવી આપ અને ન બને તો મને સાથે લઇ જા. વિદુલા બહુ મુસ્કેલીમાં આવી પડી. તેણે દાસીને પોતાની કેશ–બોક્સ લાવવાનો હુકમ કર્યો. દાસી તે લઇ આવી અને વિદુલાએ તેને જવાની ઇશારત કરતાં તે પેટીમાંથી ૩૦૦ રૂપીયા કાઢી જયદેવને આપ્યા.

નવીન દાસીને કેશ બોક્સ બહાર નીકળતી જોઇ કુતુહલ અને તેણે ગુપ્ત રીતે સર્વ હકીકત જાણી લીધી. જયદેવ રૂપીઆ લઇ કાચની ગોળી વિદુલાને આપવા લાગ્યો પણ તેણે તે લેવા ના પાડી ને જણાવ્યું કે એની મારે કાંઇ જરૂર નથી. તે તમારી પાસેજ રહેવા દો.

"જેવી તમારી ઇચ્છા, હવે હું જાઉં છું" એટલું કહી જયદેવ મકાનમાંથી બહાર નીકળી ગયો.

---

## પ્રકરણ ૧૪ મું
## શત્રુના સપાટામાં

જયદેવના ચાલ્યા ગયા પછી વિદુલા મનમાં પશ્ચાતાપ કરવા લાગી કેમકે તેને એક સાધારણ મવાલી જેવો માણસ ૩૦૦ રૂપીઆ ધુતીને લઇ ગયો અને તે કાંઇ કરી શકી નહિ એ અસહ્ય લાગ્યું. તેના મનમાં એ પાતાનું અત્યંત દુઃખ થયું. આખરે

તે મનમાંજ કહેવા લાગી "ઠીક છે, આ વખત જવા દે, પણ એક દીવસ એવો આવશે કે એજ જયદેવને મારા પગ આગળ ધુળ ચાટવી પડશે. અચાનક નવીન દાસી તે ખંડના દ્વાર સામે થઇને ચાલી ગઇ. વિદ્દુલાને પ્રથમથીજ શંકા તો હતી કે કોઇ માણસ બહારથી તેની વાતચીત સાંભળી રહ્યું હતું પણ અત્યાર સુધી તેને પકડવાનો વખત મળ્યો ન હતો. હવે નવીન દાસીને દરવાજા પાસેથી જતી જોઇ વિદ્દુલાની શંકામાં વધારો થયો. તેણે ધાર્યું કે નક્કી આ નવીન દાસી આટલી વારથી મારી સર્વ વાતો સાંભળી રહી હતી. તે સમજી ગઇ કે એ દાસી સામાન્ય સ્ત્રી નહતી પરંતુ તેના પીતા હજી ઘરમાં આવ્યા ન હતા તેથી તે તેના કોઇપણ કામમાં અંતરાય કરી શકી નહી.

લગભગ અર્ધો કલાક વીતી ગયો પણ ડાક્ટર સાહેબ ન આવ્યા, વિદૂલા તે માટે બહુ વ્યાકુળ થઇ ગઇ. આખરે તે એક પુસ્તક લઇ વાંચવા બેઠી. અચાનક તેને નિદ્રાએ ઘેરી લીધી. તે પલંગ પર જઇ સુઇ ગઇ અને જલદીથી ઘોર નિદ્રામાં પડતાં બેહોશ બની ગઇ.

વિદ્દુલાને ખબર ન હતી કે તે કેટલીક વાર સુઇ રહી હતી પણ જ્યારે તે ઉઠી ત્યારે પણ ડાક્ટર ઘેર આવ્યા ન હતા. આથી તે વધારે ચીંતાતુર બની ઘણી વ્યગ્રતાથી તેના આવવાની રાહ જોવા લાગી.

સુમારે પંદર મીનીટ બાદ ડાક્ટર શિવપ્રસાદ મકાન પર આવ્યો. અને પીતા પુત્રી મળતાંજ વિદુલાએ પુછ્યું 'બાપા, અત્યાર સુધી ક્યાં હતા ? હું તમારી ક્યારની રાહ જોયા કરૂં છું.

ડાક્ટર—હું એક કામે ગયો હતો બહેન, તેથી મને આટલી વાર લાગી.

વિદુલા—બાપા, મને નવીન દાસી પર શક આવે છે. જે દીવસે મેં તેને પહેલવહેલી જોઇ તેજ દીવસે મને શક પડ્યો હતો.

પણ આજ મારી શંકા ખાત્રી પુર્વક ખરી પડી છે.

ડાકટર–વારૂ વિદુલા, તારી પાસે આજે કોઇ માણુસ આવ્યો હતો?

વિદુલા–ના બાપા, કોઇ આવ્યું ન હતું.

અહીં આગળ વિદુલાએ હડહડતું જુઠું કહ્યું.

ડાકટર–હાં, દાસી સંબંધે તારી વાત ખરી છે. મને પણ શક પડેલો. અને તેટલાજ માટે અત્યાર સુધી હું બહાર રહ્યો હતો. તપાસ કરતાં માલુમ પડયું કે નવીન દાસીને જે ચીઠ્ઠીના આધારે રાખવામાં આવી હતી તે બનાવટી હતી. તેને ઘેર એ બાઇ કદી નોકર રહીજ ન હતી.

વિદુલા–ત્યારે તો બડી આફત થઇ?

ડાકટર–શાની આફત? અહીં એવું શું કામ થયું છે કે જે બહાર પડી જતાં આપણુને આફતમાં આવવું પડે તે ઉપરાંત જો તે બાઇ હજી પણ આપણા કાબુમાં છે તો પછી શું ચીંતા છે? હું તેનો ક્ષણુવારમાં સર્વનાશ કરીશ.

વિદુલા–હા બાપા, જેમ બની શકે તેમ તે દુષ્ટાને ઘરમાંથી બહાર કાઢી મુકો.

ડાકટર–કાઢી શું કરવા મુકે? તેનું ખુન કરીશ બલ્કે ખુન કરતાં પણ મારો ગુસ્સો નહી મટે.

વિદુલા–કેમ બાપા, એવી મોટી તેણે શી કસુર કરી છે?

ડાકટર–કસુર કેમ નહિ? તે બાઇ એક છુપી જાસુસ છે.

વિદુલા–જાસુસ, હેં? આપણા ઘરમાં જાસુસ?

ડાકટર–હા, કદાચ તેં સાંભળ્યું હશે કે નલીનકાંતના ખુનનો પત્તો લગાડવા માટે પ્રસીદ્ધ ડીટેકટીવ જવાળાપ્રસાદને નીમવામાં આવ્યા છે. આ પ્રાંતમાં એની બરોબરી કરે એવો હોશીઆર ડીટે-

કટીવ બીજો નથી. અને આ બાઇ તેની મદદગાર છે. તેનું નામ ઘણું ખરૂં વિદ્યાગૌરી છે. ઘણા લોકો કહે છે કે એ વિદ્યાગૌરી જવાળાપ્રસાદની બહેન છે. પણ મને એ બાબતમાં શંકા રહે છે.

વિદુલા—ત્યારે શું એ વિદ્યાગૌરી વેષ બદલી દાસીરૂપે આપણા મકાનમાં રહે છે ?

ડાકટર—ચોકસ, પણ હવે વિલંબ કરવો કામનો નથી. જેટલી જલદીથી એ કાંટો દુર થાય એટલું સારૂં. ચાલો, એકવાર ઉપર જઇ છુપી રીતે જોઇ આવીએ કે તે અત્યારે શું કરે છે ?

બંને ઉપર ગયાં વિદુલા એક સાધારણ કામને બહાને નવીન દાસીની ખોલીમાં પેઠી પણ અંદર જઇ જુએ છે. તો તેના અચંબાનો પાર રહ્યો નહિ. દાસી ત્યાં ન મળે. વિદુલાએ તુર્તજ પિતાને હાંક મારી અને ડાકટર પણ તે ખંડમાં પેસતાંજ સમજી ગયો કે શિકાર હાથમાંથી છટકી ગયો.

કેટલીકવાર સુધી કોઇના મોંમાંથી એક શબ્દ ન નીકળ્યો આખરે વિદુલાએ કહ્યું "બાપા, તે બાઇ નક્કી જાસુસજ હોવી જોઇએ એમ ન હોય તો નાસી શું કરવા જાય ?

ડાકટર—પણ સાળી ખબર ન પડી કે એ કઇ વખતે નાસી ગઇ. કદાચ કોઇ બીજેજ રસ્તે તે અહીંથી જતી રહી હશે ?

વિદુલા—તે હું શી રીતે જાણી શકું ?

ડાકટર—જ્યારે હું ઘરમાંથી બહાર જવા નીકળ્યો ત્યાર પછી તે અહીં આવી હતી.

વિદુલા—હા, આપના ગયા પછી પણ મેં એને જોઇ હતી.

ડાકટર—ત્યારે એ કઇ વખતે નાઠી ? શું તું આજે બપોરે સુઇ ગઇ હતી.

વિદુલા—હા બાપા, બહુ ઉંઘ આવી ગઇ હતી.

ડાક્ટર—ત્યારે તો નક્કી એમજ બનેલું. બપોરે તને સુતેલી જોઇ લાગ મળતાંજ તે અહીંથી છટકી ગઇ હશે.

વિદુલા-ત્યારે તો મોટી પંચાયત થશે અને જો ખરેખર તે ડીટેકટીવની મદદગાર હશે તો જરૂર બધી વાત કહી દેશે.

ડાક્ટર—એવી કોઇ વાત તે નથી જાણુતી માટે બીવું નહિ. બેટા આપણે બીવા જેવી કાંઇ બાબત નથી.

પુત્રીને આ પ્રમાણે ધીરજ આપી ડાક્ટર શિવપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### વધુ તપાસ

જવાળાપ્રસાદ તેજ દિવસે બરાબર પાંચ વાગે વિદ્યાગૌરીને ઘેર પહોંચ્યો, અને સામેથી તેને જોતાં હસતાં હસતાં કહ્યું "બહેન, આટલા દિવસ કયાં હતી? એક વખત હું અહીં આવ્યો હતો પણ તું કે તારી લલિતા કોઇ ન મળ્યું.

વિદ્યાએ હસીને જવાબ આપ્યો તમારાજ કામે ગઇ હતી ભાઇ.

જવાળા—કયાં ગઇ હતી?

વિદ્યા—ડાકટર શિવપ્રસાદને ઘેર મેમાન થઇને?

જવાળા—શું કહે છે? ગજબ કર્યો? વાઘની બોડમાં?

વિદ્યા—ભાઇ, તમારે ખાતર બધુંય કરવું પડે છે.

જવાળા—કેવી રીતે ગઇ હતી?

વિદ્યા—જુઓને, ભોગજોગે ડાકટરને એક દાસીની જરૂર હતી. મેં દાસીના વેશમાં તેની પાસે જઇને જણાવ્યું કે અત્યારે હું નોક-

રીમાંથી ફારગ છું. જો આપ મને રાખી લેશો તો મોટો ઉપકાર થશે.

ડાકટર ખુશ થઇ ગયા. અને ગરજના માર્યો હું પણ ત્યાં પંદરેક દીવસ રહી આવી.

જવાળા–ત્યાં તેં શું જોયું બહેન ? કાંઇ પત્તો લાગ્યો ? નલીનકાંતના ખુનની કાંઇ બાતમી માલુમ પડી.

વિદ્યા–ના ભાઇ. તે સંબંધી કાંઇ સાંભળવામાં આવ્યું નથી. પણ ત્યાં વિનોદરાય એ લોકોના હાથમાં નાચી રહ્યા છે.

જવાળા–કેવી રીતે ?

આ પ્રશ્નના ઉત્તરમાં વિદ્યાએ જે જે વાતો ત્યાં જોઇ હતી તે સર્વ અથથી ઇતિ સુધી જવાળાપ્રસાદને કહી બતાવી. કેવી રીતે તેઓએ વિનોદરાયને મેસમેરીઝમ કરી અજ્ઞાન બનાવી તેની પાસે પ્રતિજ્ઞાપત્ર લખાવી લીધું, કેવી રીતે તેણે તેના હાથમાંથી વીંટી લીધી અને કેવી રીતે જયદેવ જોરજુલમથી વિદુલા પાસેથી ત્રણસો રૂપીઆ ફટકાવી ગયો એ સર્વ વાતો એક પછી એક વિદ્યાએ કહી.

સર્વ સાંભળી રહ્યા પછી જવાળાપ્રસાદે પુનઃ પુછ્યું જયદેવે શું કહી વિદુલા પાસેથી રૂપીઆ મેળવ્યા તે તું જાણે છે ?

વિદ્યા–તેણે કોણ જાણે કાંઇક કાચની ગોળી બતાવી હતી તેથી વિદુલા બ્હી ગઇ. પહેલાં તો તેણે ઘણા ઉડાઉ જવાબ આપ્યા પણ ગોળી જોતાંજ તે એકદમ ચુપ થઇ ગઇ. આમ લગભગ દસ મીનીટ વીત્યા બાદ વિદુલાએ બીજું ત્રીજું કાંઇ ન કહેતાં પોતાની કેશ બોકસ બહાર લાવવાનો હુકમ કર્યો અને બોકસ મળતાંજ તેમાંથી ત્રણસો રૂપીઆ કાઢી જયદેવને આપી દીધા.

જવાળા–ત્યારે તો આજ જયદેવનું કિસ્મત ઉઘડી ગયું.

વિદ્યા–બેશક, તેણે એક સાધારણ વાત વાતમાં ત્રણસો

રૂપીઆ ઝાપટી લીધા.

જવાળા–પછી પેલી કાચની ગોળીનું શું થયું ?

વિદ્યા–જયદેવ તે વિદુલાને આપતો હતો.

જવાળા–વિદુલાએ તે લીધી ખરી ?

વિદ્યા–ના જી.

જવાળા–કેમ વારૂ, તેણે શું કહ્યું ?

વિદ્યા–તેણે કહ્યું કે ગોળી તમારી પાસે રહેવા દો. મારે એની કાંઇ જરૂર નથી.

જવાળા–વારૂ, ગોળી સાદી હતી ?

વિદ્યા-હા, ગોળી સફેદ રંગની કાચની તો છે. પણ તેની અંદર લાલ રંગની કાંઇ પ્રવાહી ચીજ ભરેલી છે.

જવાળા–ગજબ થઇ ગયો. વિદ્યા, તે ગોળી જયદેવને શી રીતે મળી ?

વિદ્યા–તે તો હું શી રીતે કહી શકું ? પણ ગોળી જોતાંજ વિદુલા ચડીચુપ થઇ ગઇ હતી. હાં, એ સંબંધમાં પછી બીજી કાંઇ વાતચીત થઇ નથી. વિદુલાએ પોતાનાથી બની શકે તેટલી જલદીથી તેને રૂપીઆ આપ્યા અને તેના પંજામાંથી છટકી અને હું પણ તે પછી તે મકાનમાંથી નીકળી નાઠી. ને ડાકટરના આવતા સુધીમાં ત્યાંથી હું નીકળી ગઇ ન હોત તો ભાઇ, આ જીંદગીમાં તમે મને જોઇ શકત કે કેમ એની શંકા છે. એ ડાકટર બહુજ ભયંકર માણસ છે. એ તે ડાકટર કે દૈત્ય.

કેટલાક સમય પછી જવાળાપ્રસાદ બહેનની રજા લઇ લગભગ અર્ધા કલાકમાં જયદેવના અખાડામાં જઇ પહોંચ્યો. તેણે જોયું કે જયદેવ ખુલ્લા શરીરે લંગોટ બાંધી કસરત કરી રહ્યો હતો.

એ દેખાવે સુંદર અને બહુ બળવાન હતો. જ્વાળાપ્રસાદે એને પહેલાં પણ એક બે વાર જોયો તો હતો પણ તે આટલો કસરતી હશે એવો તેને ખ્યાલ ન હતો. જયદેવના સાગરીતો પણ કાંઇ જેવી તેવી તાકાદના ન હતા.

જ્વાળાપ્રસાદ જ્યારે ત્યાં જઇ ઉભો રહ્યો ત્યારે જયદેવ કાંઇક બીજાજ વિચારમાં મગ્ન હતો તેથી જ્વાળાપ્રસાદના આવવાની ખબર ન પડી. જ્વાળાપ્રસાદ તો તેને પ્રસન્ન વદનથી જોયાજ કરતો હતો.

કસરત પુરી થતાં જયદેવ ત્યાંથી બહાર નીકળી સામી બાજુએ ચાલવા માંડયો. જ્વાળાપ્રસાદ તેની પુઠે ગયો. રસ્તામાં વિનોદરાયને જોયો પણ તેની સાથે મેળાપ ન કરતાં તે એક જગ્યાએ છુપાઇ ગયો જ્યારે વિનોદ આગળ ચાલ્યો ત્યારે તેણે તેનો પીછો લીધો. જ્વાળાપ્રસાદ સૌની પાછળ રહી બંનેની ગતી પર ધ્યાન આપવા લાગ્યો.

વિનોદ ધીમે ધીમે વિજયાના મકાનના મુખ્ય દ્વારે પહોંચ્યો. આ વખતે રાત્રીના લગભગ નવ વાગી ગયા હતા. ચોમેર અંધકાર પથરાઇ ગયો હતો. આકાશ વાદળાંથી જ્યાં ત્યાં એવું તો ઘેરાયલું હતું કે એક પણ તારો નજરે પડતો નહતો. આવા વખતે વિનોદ વિજયાના મકાનની અંદર દાખલ થયો. તેને એમ કરતાં જોઇ જયદેવ આગળ ન વધ્યો અને નજીકમાંજ એક જગ્યાએ ઉભો રહી તેનું નિરીક્ષણ કરવા લાગ્યો આપણો ડીટેકટીવ જ્વાળાપ્રસાદ પણ થોડેક દુર ઉભો રહ્યો.

પાંચ મીનીટ વીતતાં ન વીતતાંમાં વિનોદને મકાનમાંથી બહાર નીકળતો જોઇ જયદેવે પુનઃ તેનો પીછો ન લીધો. તે એક બીજીજ બાજુ તરફ ચાલ્યો. જ્વાળાપ્રસાદે હવે વિનોદને પડતો

મુકી જયદેવની પુંઠે જવા માંડ્યું.

ધીમે ધીમે ચાલતાં જયદેવ નલિનકાંતના મકાન પર પહોંચ્યો. મુખ્ય દ્વાર આગળ પહેરાવાળો હશે એવું અનુમાન કરીને બારીને રસ્તે મકાનમાં પેઠો અને થોડી જ વારમાં ભેદી પ્રયોગશાળામાં દાખલ થયો.

જવાળાપ્રસાદ એની આગમચજ મુખ્ય દ્વારથી નલિનકાંતવાળા ખંડમાં પેસી ગયો હતો, અને પ્રયોગશાળા નજીક ઉભા રહી જયદેવની ચર્ચા જોતો હતો.

જયદેવે અભરાઇમાંથી એક શીશી કાઢી અને તેને ખીસ્સામાં મુકી ત્યાંથી બહાર નીકળ્યો. જવાળાપ્રસાદે બરાબર તેજ વખતે તે ગુપ્ત સ્થળેથી બહાર નીકળી જયદેવનો પીછો પકડ્યો.

જયદેવ નલીનકાંતના મકાનમાંથી નીકળી જે તરફ જવા લાગ્યો તે તરફજ જવાળાપ્રસાદ પણ થોડીક વાર પછી ચાલવા માંડ્યો પરંતુ જયદેવે એકવાર પણ પાછળ ફરીને જોયું નહિ એટલે તે જવાળાપ્રસાદને જોઇ શક્યો નહિ તે તો નિર્ભયપણે પોતાને મન ફાવતા માર્ગે ચાલ્યો જવા લાગ્યો.

## પ્રકરણ ૧૬ મુ

### જાદવરાય

લગભગ એક કલાક સુધી કેટલીક ગલીકુંચીઓ અને બજારો વટાવી જયદેવે એક નાના સરખા મકાનમાં પ્રવેશ કર્યો. ત્યાં એક નાની ખોલીની અંદર જઇ તેણે કપડાં બદલ્યાં અને એક નાના દ્વારની પાસે ખુરસીપર બેસી તાકીને જોવા લાગ્યો. અચાનક કોઇએ તે દ્વારમાંથી ડોકીયું કર્યું જયદેવ સાવધ થયો અને પોતાની

ખોલીમાંથી એક બંદુક કાઢી તે બાજુ તરફ નીશાન તાકી ગોળીબાર કર્યો.

વળી કેટલોક વખત ત્યાં રહેવા છતાં જયદેવે બીજા કોઇને જોયું નહિ. અત્યારે રાત્રીના બાર વાગી ગયા હતા. છતાં જયદેવ ત્યાંથી ત્વરાથી નીકળી પ્રભુલાલને ઘેર પહોંચ્યો. પણ પ્રભુલાલ અત્યારે બીજા કામમાં રોકાવાથી તેને મળી શક્યો નહી. બે ચાર હાંકો મારતાં એક દાસી નીચે આવી જયદેવને મળી. જયદેવ તેને ઓળખતો હતો તેથી તેણે પુછ્યું "પ્રભુલાલ ક્યાં છે? તું તો પ્રભુલાલ નથી ને કે મારી પાસે આવી? મારે તો પ્રભુલાલનું કામ છે.

દાસી—મહેરબાન, હું હજાર રૂપીઆ મળવા છતાં પ્રભુલાલ ઇચ્છતી નથી. હું જેવી છું તેવીજ ભલે રહું એવી વારંવાર પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું.

જયદેવ—હવે એ વાત જવા દે અત્યારે તો પ્રભુલાલ ક્યાં છે તે જલદી બતાવ ઘણું જરૂરી કામ છે.

દાસી—એમ ઉતાવળ કર્યે નહિ ચાલે.

જયદેવ—કેમ શું બાબત છે? અંદર કોઇ છે કે શું?

દાસી—હા જી.

જયદેવ—ત્યારે તે રખેને તે મને જોઇ ન જાય.

દાસી—ભય લાગતો હોય તો છુપાઇ જાવ.

જયદેવ—તે શું જતી વખતે આ તરફથી જશે?

દાસી—બીજે યે રસ્તો તો છે. પણ એનું કાંઇ પ્રમાણ છે કે તે આ રસ્તેજ જશે કે બીજે?

જયદેવ—કોણ આવ્યું છે?

દાસી—તે હું નથી જાણતી.

જયદેવ—એક વાર મને તે માણુસ બતાવીશ?

દાસી—કદાપી નહી.

જયદેવ—હું તને ઇનામ આપી ખુશી કરીશ.

દાસી—પણ હું એમ કરૂં તો પ્રભુલાલ શેઠ મને મારીજ નાખે.

જયદેવ—તેને કાંઇ ખબર નહી પડે. જો તે માણસ ત્યાં આગળથી જતો જણાય છે. મને એક વાર તેને જોવા દે. છ વર્ષમાં જેટલા રૂપીઆ તને નહિ મળ્યા હોય તેટલા હું અત્યારે આપવા તૈયાર છું.

દાસી—હું ગરીબ છું. અને રૂપીઆની મારે બહુ જરૂર છે એ વાત સાચી, પણ આવી દગલબાજી અને નીમકહરામી કરી એક પૈસો પણ લેવા હું માગતી નથી.

જયદેવ—તું તો બહી જબરી બાઇ જણાય છે. હમણાં જો કદાચ હું તારી ગળચી દબાવી દઉં તો શું પરિણામ આવે, જાણે છે?

દાસી—એક વાર એવું કરી જુઓ. શું થાય છે તે?

જયદેવ—કેમ, તો તું મને શું કરવાની હતી?

દાસી—પેલી બનાવટી નોટ યાદ નથી? અને તે દિવસનું ભયંકર હત્યાકાંડ? જરા પણ વાત જાહેર કરી દઉં તો વાતવાતમાં તમારા તો બારજ વાગી જાય.

જયદેવ કંપી ઉઠયો પુનઃ વધુ વાત કરવાની તેની જીગર ચાલી નહિ. બરાબર તેજ વખતે પ્રભુલાલ ત્યાં આવી પહોંચ્યો. દાસીએ તેને જોઇને કહ્યું "ચાલો, પ્રભુલાલ શેઠજ આવ્યા. તમારે જે કહેવું હોય તે કહો એટલું કહી દાસી ત્યાંથી ચાલી ગઇ. અને પેલા બે જણ ત્યાં રહ્યા. થોડીકવાર પછી જયદેવે પ્રભુલાલને પુછ્યું તમારી સાથે જે માણસ વાત કરતો હતો તે શું જતો રહ્યો?

પ્રભુલાલ—હા, જતો રહ્યો.

જયદેવ–આટલી રાત્રે તમારી પાસે એ કોણ આવ્યું હતું ?

પ્રભુલાલ–જેને જરૂર પડતી હશે તેજ આવ્યું હશે તો ?

જયદેવ–મને જે વાયદો કર્યો હતો તે ભૂલી ગયા ?

પ્રભુલાલ–તેથી તો બરાબર વખતે અહીં આવ્યો છું. આ શું લાવ્યા છો ?

જયદેવ–હા–પણ કહો તો ખરા કે હમણાં તમારી પાસે એ કોણ આવ્યું હતું ?

પ્રભુલાલ–ને શી રીતે કહેવાય ?

જયદેવ–કેમ વારૂ ?

પ્રભુલાલ–તમેજ વિચાર કરો કે તમારા ગયા પછી કોઇ માણસ તમારી વાત મને પુછે તો શું મારે તે કહી દેવી બરાબર છે ? હું કોઇને કોઇની વાત કહેતો નથી–મારો એવો સ્વભાવજ નથી.

જયદેવ–હું તમને રૂપીઆ આપું ?

પ્રભુલાલ–રૂપીઆનો લોભ ખરેખર બુરી ચીજ છે. વારૂ, પણ તેનું નામ જાણીને તમને કાંઇ લાભ થવાનો નથી. તેમનું નામ જાદવરાય છે. તમારે એમની સાથે કદી પરિચય થયો નથી.

જયદેવ–સાચું કહો છો પ્રભુલાલ ?

પ્રભુલાલ–હું કદી જુઠું બોલતોજ નથી.

જયદેવે બીજું કાંઇ ન કહેતાં જે શીશી તે નલિનકાંતના મકાનમાંથી લાવ્યો હતો તે ખિસ્સામાંથી કાઢી પ્રભુલાલના હાથમાં આપી. પ્રભુલાલે શીશી લેતાં કહ્યું "ભાઇ જયદેવ, આજે તમે મારૂં જે કામ કર્યું છે, તે માટે હું તમારો જન્મભર આભારી રહીશ.

જયદેવ કાંઇજ ન બોલ્યો. તે તુર્તજ ત્યાંથી નીકળી બહાર આવ્યો અને રસ્તામાં પોતાના મન સાથેજ કહેવા લાગ્યો "બચ્ચા

પ્રભુલાલ, તું શું મને સાવ બેવકુફ સમજે છે. જાદવરાય? કોણ જાદવરાય? હું જાણું છું કે ડીટેકટીવ જવાળાપ્રસાદજ અત્યાર સુધી અહીંયાં હતો. ઠીક છે, ગમે તેમ હોય? પણ જવાળાપ્રસાદ મને કાંઇ નુકશાન પહોંચાડી શકે એમ નથી. બલ્કે વાંકો વાળ પણ એનાથી થાય તેમ નથી.

## પ્રકરણ ૧૭ મું.

### વૈર

જે દિવસે બહુરૂપી વિદ્યાગૌરી ડાકટર શિવપ્રસાદને ઘેરથી નાઠી તેને બીજે દિવસેજ વિદુલાએ એક ભયંકર કારસ્થાન રચ્યું. તેણે ધાર્યું કે જવાળાપ્રસાદની મદદગાર વિદ્યા મને જોખમમાં નાખીને જીવતી રહે એ કદી બનવું ન જોઇએ. ગમે તે પ્રકારે તેને ખુબ ભારે સજા પહોંચાડવાની જરૂર છે.”

આ પ્રમાણે વિચાર કરી વિદુલા પિતાની નજર ચુકાવી ઘેરથી નીકળી અને કેટલીક ગલીકુંચીઓ રસ્તા અને રાજમાર્ગ વટાવી લગભગ એક કલાક પછી એક નાના મકાનમાં જઇ પહોંચી.

એ મકાનમાં વિદુલાનો એક સંબંધી રહેતો હતો. તેથી તે અવારનવાર અહીં આવતી હતી. મકાનમાં પેસી તેણે એકવાર પોતાના સ્નેહીની મુલાકાત લીધી અને પછી દિવાનખાનામાં બેસી કોઇની વાટ જોવા લાગી.

પાંચ મિનિટ બાદ એક બીજી બાઇ પોતાના આખા શરીરે કપડાં ઢાંકી ત્યાં આવી પહોંચી. વિદુલા તેને જોતાંજ બોલી ઉઠી.

"તું મને ખબર આપવા આવી છે કે? મારી ચીઠ્ઠી તને મળી ?"

બાઇ—જી હા, આપની દાસી મને એક ચીઠ્ઠી આપી ગઇ હતી.

વિદુલા—તું તારૂં શરીર આમ છુપાવી કેમ આવી છું ?

બાઇ—ચેતતા નર સદા સુખી.

વિદુલા—વારૂ, પણ તું તેજ બાઇ હશે એમ હું શી રીતે જાણું?

બાઇ—જો આપને મારા પર વિશ્વાસ ન આવતો હોય તો આ વીંટી જુઓ

એટલું કહીને બાઇએ વિદુલાને એક વીંટી બતાવી. તેણે તે જોઇ છતાં તેને તેના પર વિશ્વાસ ન આવતાં પાછું તેણે કહ્યું તારી વીંટી જોતાં મને અણભરોસો નથી આવતો પણ પોતાની ખબરદારી માટે દરેક સમજુ માણસે હંમેશાં તૈયાર રહેવું જોઇએ. માટે તું તારા મોં પરથી એકવાર કપડું દુર કર એટલે બધી ભાંજગડ પતી જાય.

બાઇ—આપ જેવાં ચાલાકી બતાવો છો, તેમ આપની વાતો સાંભળી મારે પણ ચાલાક બનવું પડશે. હું શી હિંમત પર હમણાં મારા મોં પરથી કપડું દુર કરૂં? ખેર, અત્યારે એ વાત જવા દો, તે રાત્રે આપ કેવી રીતે નાસી ગયાં ?

વિદુલા આ પ્રશ્ન સાંભળતાંજ ચમકી અને કહેવા લાગી કઇ રાત્રે ? અને નાસવાની પણ કયાં ?

બાઇ—એ બધી ચતુરાઇ જવા દો ને ? આપે મને પુછ્યું કે હું અસલ બાઇ છું કે નહિ મેં તેના પુરાવામાં મારી વીંટી બતાવી તો પણ આપને મારા પર વિશ્વાસ ન આવ્યો—અને મારા મોં પરથી કપડું દુર કરવાનું આપે કહ્યું ત્યારે આ મેં એવી એક વાત આપને કહી કે જેમાં આપને કોઇ વાતનો સંદેહજ ન રહે.

વિદુલા તે શી રીતે ?

બાઇ—આટલાં ભોળાં બને નહિ ચાલે બાઇ સાહેબ, પહેરાવાળાએ આપને તે મકાનમાં પેસતાં અને નીકળતાં જોયાં છે.

વિદુલા—કોણે પહેરાવાળાએ ?

બાઇ—ફક્ત પહેરાવાળાએજ નહિ પણ એક ડીટેકટીવે સુદ્ધાં જોયાં છે.

વિદુલા—તે કયાં હતો ?

બાઇ—એજ મકાનમાં.

વિદુલા—બરાબર તેજ વખતે ?

બાઇ—હા જી. આપ તો જાણોજ છો કે એ મકાનમાં આજ કાલ બધાંને—ભુત પ્રેતને પેસવાનો અધિકાર છે.

વિદુલા—હા, એ તો જાણું છું.

બાઇ—તેણે ગમે તેમ પણ આપને તો જોયાંજ છે.

વિદુલા—કોણ ડીટેકટીવે? પણ એમ હોય તો એ તેં એ વાત કેવી રીતે જાણી? કે પછી તું ડીટેકટીવની કોઇ મદદગાર જાસુસ છે?

બાઇ—હું ફાવે તે હોઇશ તે વાત આપે જાણવાની જરૂર નથી. માટે જે કામ માટે હું અહીં આવી છું તે વિષે વાતચીત કરો. મારાથી વધુ વખત અહીં થોભી શકાય નહિ મારે હજી ઘણું કામછે.

વિદુલા—શું કામ માટે તું આવી છું.

બાઇ—આપે વર્તમાનપત્રોમાં જાહેરાત આપી હતી કે જે માણસ સુર્યકાંત જમીનદારને ઓળખતાં હોય તેમણે આ જગ્યાએ આવી પોતાની યોગ્ય બાતમી જણાવવાથી ઇનામ મળશે. અને ઇનામની લાલચે હું તેમના સંબંધી ઘણી હકીકત આપને કહી શકું છું.

વિદુલા—શું તું કહી શકે છે ? તો કહે ?

બાઇ—મુળથી એમનું નામ સુર્યકાંત નહિ પણ લક્ષ્મીકાંત છે.

એમની પુત્રીનું નામ વિજયા છે. એ લક્ષ્મીકાંત સાથે નલિનકાંતને ગાઢ દોસ્તી હતી. એમણે નલીનકાંતને વિવિધ જાતનાં વિષયો બનાવવાની યુક્તિ બતાવી હતી.

વિદુલા—તું બરાબર જાણે છે કે લક્ષ્મીકાંત મરણ પામ્યા છે?

બાઇ—જો તે મરણ ન પામ્યા હોત તો વિજયા નલિનકાંતને ત્યાં આવી શું કરવા રહેત! શું એમના જીવતાંજ એ નલિનકાંતનો આશ્રય લેત ?

વિદુલા—તે તો ઠીક, પણ એથી વધારે અજબ વાત કાંઇ બનીછે?

બાઇ—ના જી, વિજયાના પિતા ઘણો વખત થયાં મરણ પામ્યા છે એજ.

વિદુલા—તેની તું કંઇ સાબીતી આપી શકે છે?

બાઇ—શા માટે નહિ? પણ તે આ પ્રાંતમાં મરણ પામ્યા નથી ઉત્તર હિંદુસ્તાન તરફ તેમનું મૃત્યુ થયું છે ત્યાં જતાં પુર્વે વિજયાને તેઓ નલીનકાંતને સોંપી ગયા હતા.

વિદુલા-ત્યારે નલિનકાંતના વીલમાં તે વિજયાનું નામ નિશાન પણ નથી?

બાઇ—એ વાત હું જાણતી નથી. પણ નલીનકાંતના ભાઇ હયાત હોવા છતાં વિજયા તેમની મીલ્કતની વારસ કેવી રીતે થઇ શકે?

વિદુલા-વિજયાને સર્વ મીલ્કત મળવાની આશા હતી ખરી?

બાઇ—તે આશા તો રાખે, પણ તેની આશા કેટલી સફળ થશે તે કહી શકાય નહી.

વિદુલા—ખેર, એ વાત જવા દે પણ અત્યારે એના પિતાના મરણની કાંઇ સાબીતી તું બતાવી શકે છે?

બાઇ—હા, જો એમ ન કરી શકું એમ હોત તો આપની

પાસે આવવાની પણ શી જરૂર હતી ?

વિદુલા—તો સાબીતી બતાવ.

બાઇ—ઇનામ ?

વિદુલા—સાબીતી બતાવ્યા પછી તને સારૂં ઇનામ આપીશ.

બાઇ—એ બાબત મારે કબુલ નથી. જો આપને સાબીતી જોઇતીજ હોય તો આજ આપના હાથની વીંટી મને આપી દો. કાલે એ વીંટી સાથે આપને હું સાબીતી લાવી આપીશ. તે પછી આપને જે શાવે તે ઇનામ આપજો.

વિદુલા—પણ તારા પર મને એ વિશ્વાસ શી રીતે આવે ?

બાઇ—ભલે ન લાવશો. ત્યારે પુરાવો પણ ક્યાં સામો કર્યો છે.

વિદુલા—એમ કેમ ? તું સાબીતી લાવ, હું તને યોગ્ય ઇનામ આપીશ.

બાઇ—વારંવાર એકની એક વાત કહેવાની મને ટેવ નથી. હું જે કહું છું તે જ કરૂં છું. સમજ્યાં બાઇ સાહેબ ?

વિદુલા—તો પછી મારી વાત તને કબુલ નથી ?

બાઇ—ના જી, બીલકુલ નહિ, હું આ ચાલી. એટલું કહી તે બાઇ ત્યાંથી ચાલવા માંડી ત્યારે લાચારીથી વિદુલાએ પોતાની આંગળીએથી વીંટી કાઢી તે બાઇના હાથમાં મુકતાં કહ્યું 'લે આ વીંટી અને જેમ બને તેમ જલદીથી મને બાતમી આપજે. તારૂં કામ પુરૂં થયે તને યોગ્ય ઇનામ મળશે.

બાઇએ વીંટી લઇ પ્રસન્ન વદને રજા લીધી. તેજ વખતે અચાનક તેના મોં પરથી વસ્ત્ર ખસી ગયું. વિદુલા અત્યાર સુધી તેના ચહેરા તરફ જોઇ રહી હતી. તેનું મોં જોતાંજ તેના હોશકોશ ઉડી ગયા. તેણે પોતાનાં કપડાંમાંથી ત્વરાથી એક ચકચકતો છરો

કાઢયો અને તે ખેંચીને તે બાઇની પાસે જઇ ક્રોધભર્યા અવાજે બોલી કુલટા, હું પણ એમજ ધારતી હતી કે તું બીજી કોઇ નહિ પણ પેલી વિદ્યા જ છે. જવાળાપ્રસાદ ડીટેકટીવનો જમણો હાથ પણ અત્યારે તો........

વાત પુરી થતાં પુર્વેજ વિદ્યાએ વિદ્દુલ્લાના બંને હાથ એવા તો સજ્જડ પકડી લીધા કે તે હજાર માથાં પટકવા છતાં પણ પોતાના હાથ છોડાવી શકી નહિ. વિદ્યાએ વિદ્દુલ્લાને જોરથી એક ધક્કો મારી ઓરડામાં ફેંકી દીધી. અને જલદીથી દ્વાર બંધ કરી ત્યાંથી ચાલતી થઇ.

જતાં જતાં તેના મોંમાંથી સ્વાભાવિક રીતે ઉદ્‍ગાર નીકળ્યા કે મારી આખા જીંદગીમાં એક આટલીજ આવી તેજદાર છોકરી મારા જોવામાં આવી છે. પ્રભું એના સપાટામાંથી ગમે તેમ કરી બિચારા વિનોદરાયને બચાવે તો સારૂં.

## પ્રકરણ ૧૮ મું.

### આ તો વિજ્યા ?

બીજે દિવસે સંધ્યા સમયે જવાળાપ્રસાદ પોલીસ હેડક્વાર્ટરથી નીકળી સીધો વિદ્યાગૌરીના મકાન પર આવ્યો. તેને જોતાંજ વિદ્યાએ કહ્યું "ભાઇ, તમારો આ વખતનો કેસ બહુ અટપટો જણાય છે. મારી આટલી ઉમરમાં મેં ઘણીવાર તમને મદદ કરી છે પણ આ વખતના જેવી કદી ગોટાળામાં પડી નથી.

જવાળા—મને લાગે છે કે નલિનકાંતની લાસ જ્યાં માલુમ

પડી છે ત્યાંજ એમનું મોત થયું નથી.

વિદ્યા—કેમ? શું થયું વારૂ?

જ્વાળા—તેં શી રીતે તે જાણ્યું?

વિદ્યા—હું હમણાંજ નલીનકાંતના મકાનપરથી આવું છું. લગભગ એક કલાક સુધી હું ત્યાં એકલીજ હતી. મને તપાસ કરતાં જણાયું કે સીડીની દીવાલપર લોહીના ડાઘ છે. ત્યાં ક્યાંથી લોહી આવ્યું? એથી મારી કલ્પના તો એમ થાય છે કે નલિન-કાંતનું બીજી કોઇ જગ્યાએ ખુન કરી તેમની લાસ આ ઓરડામાં મુકવામાં આવી છે.

જ્વાળા—એ બધા શું લોહીના ડાઘ છે?

વિદ્યા—મને તો એવુંજ જણાય છે. સીડીપર જે કાર્પેટ (સાદડી) બિછાવી છે તેનાપર પણ એવા સેંકડો ડાઘ છે.

જ્વાળા—પણ ઓરડામાં તો કંઇ ડાઘ નથી?

વિદ્યા—ના, તમે હમણાં એકવાર મારી સાથે ત્યાં આવો છો? ચાલો હું તમને એક બીજી ચીજ બતાવું.

જ્વાળા—શું બતાવીશ? દિવાલપરની નિશાની?

વિદ્યા—ના તે નહિ. તે ડાઘ પણ જોઇશું પણ હું તમને એવી એક ચીજ બતાવીશ કે જે તમે અત્યાર સુધી જોઇ નથી. જ્વાળાપ્રસાદ ખુશ થઇ ગયો અને વિના વિલંબે બંને નલિનકાંતના મકાનપર આવ્યા પરંતુ કંઇ કારણસર જ્વાળાપ્રસાદ બારીને રસ્તે જ મકાનમાં પેઠો આથી નાકાનો પહેરાવાળો તેને જોઇ શક્યો નહિ.

મકાનમાં પેસતાંજ વિદ્યા લાગલીજ પ્રયોગશાળામાં ગઇ, અને જ્વાળાપ્રસાદને બત્તી સળગાવવા સૂચવતાં કહ્યું "અહીં કદાચ બીજા પણ બેચાર માણસ આવે છે, અને જો આ વખત

તે આવી દીવો જુએ તો કદાચ શક પડતાં જતાં રહે અથવા બીજું કોઇ ભયંકર કામ કરી નાંખે માટે તમારી પાસે ચોરફાનસ તો છે ને ? તમે હમણાં તેજ સળગાવો.

જવાળાપ્રસાદે તે પ્રમાણે કર્યું. આ વખતે વિદ્યા બીજી વખત તેને લઇ નલિનકાંતના શયનાગારમાં આવી. અને તે ઓરડાની દિવાલપરની નિશાની જોવા લાગી. વાંચકને પ્રથમથીજ માલુમ છે કે દિવાલપરના લોહીના ડાઘ ઘણું ખરૂં ભુસાઇ ગયા હતા અને તેના બદલે દિવાલની માટી નીકળી આવી હતી. જવાળાપ્રસાદે વિદ્યાને એ ડાઘ બદલાઇ જવાની વાત જણાવી. વિદ્યા તેને લઇ દાદર પર ચડી. અને ત્યાં કાર્પેટપર જે લોહીના ડાઘ હતા તે જોવાનું જવાળાપ્રસાદને કહ્યું.

તેણે અત્યાર પહેલાં આ સર્વ નિશાનીઓ જોઇ ન હતી તેથી વિદ્યાની અવલોકન શક્તિનાં વખાણ કર્યા વિના તેનાથી ન રહેવાયું તેણે એ સર્વ ડાઘ જોઇ કહ્યું " બહેન કદાચ આ બધા ડાઘા લોહીના નહિ હોય. કેમકે જો હોય તો આ કાર્પેટનો કંઇક ભાગ કાપી નાખેલો હોય. માટે સારી રીતે એની તપાસ કરવી પડશે. બહેન, તારી બુદ્ધિ અગાધ છે."

વિદ્યા હસીને બોલી. આટલાજ માટે ભાઇ હું કદી કદી તમારાથી નાખુશ થઇ જાઉં છું માટે મારાં ખોટાં વખાણ શા માટે કરો છો ?

જવાળા—કેમ ન કરૂં બહેન ? વખાણવા લાયક કામ કરે તો કેમ વખાણ ન કરૂં ? તું સાધારણ સ્ત્રી નથી. એક પક્કી ડીટેકટીવ છે.

વિદ્યા—એ કામમાં મને કોણે જોડી ? ભાઇ કોને લીધે હું

આ ભયંકર કામ શીખી તે તો આપ જાણોજ છોને? તમારા બનેવી એક અચ્છા ડીટેકટીવ હતા. તેમણે અનેક ચોર લુંટારા અને બદમાસોને પકડી કીર્તિ મેળવી હતી પણ અંતે તે એવા લોકોને હાથેજ મર્યા ગયા. એમની આખરની વાત મને જન્મભર યાદ રહેશે. એમણે કહ્યું હતું કે જેમના હાથે હું માર્યો ગયો છું તેમનો કોઇ પણ રીતે નાશ કરજે. ત્યારે મારા આત્માને શાંતિ મળશે. સદ્‌ભાગ્યે એમના મૃત્યુ પછી તમે આ કામમાં કાબેલ થયા, એટલે મને પણ સારી તક મળી અને તમારી મદદથી હું પણ એક ડીટેકટીવ બની ગઇ. પણ હવે ભાઇ કામ નથી થઇ શકતું.

જવાળા–કેમ બહેન? કેમ નથી થઇ શકતું?

વિદ્યા–જુઓ ભાઇ, લલિતા મોટી થઇ. એ જો વાત જાણી જાય તો તેના આગળ મારે મોં દેખાડવું ભારે થઇ પડે. ખેર, જવાદો; એ સર્વ કર્મકથા અત્યારે જોવાની નથી. ચાલો તમને બીજી એક અજબ ચીજ બતાવું.

એટલું કહી તે જ્વાળાપ્રસાદને લઇ પાછી પ્રયોગશાળામાં આવી અને કહ્યું. "ભાઇ મારા ધારવા પ્રમાણે આપ આ ઓરડામાં અગાઉ ઘણી વખતે આવ્યા છો, નહિ વારૂ?

જ્વાળા–હા, ઘણીયે વખત.

વિદ્યા–વારૂ, આ પુસ્તક તો જરા કાઢો જોઉં?

જ્વાળાપ્રસાદે વિદ્યાએ બતાવેલું પુસ્તક બુક કેસમાંથી કાઢી. ટેબલપર મુકયું તે વખતે વિદ્યા જ્વાળાપ્રસાદને લઇ બુક કેસ પાસે ગઇ અને જ્યાંથી પુસ્તક લીધું હતું તે જગ્યા બતાવતા કહ્યું ભાઇ, તમારો હાથ તો બુક કેસને નથી લાગ્યો. તમે ઉપરથીજ પુસ્તક કાઢયું છે, ખરુંને?

જવાળા–હા, પણ આ બુળ પર એક હાથનો ડાઘ કેવી રીતે પડયો ? મેં આટલી સાવચેતીથી પુસ્તક કાઢયું તો પણ આ ડાઘ પડી ગયો ? અજબ વાત છે.

વિદ્યા–બુક પર જો તમે હાથ નથી લગાડયો તો એ ડાઘ તમારા હાથનો હોઇ શકે નહિ.

જવાળા–તારૂં કહેવું વ્યાજબી છે.

વિદ્યા–ત્યારે કોઇ બીજા માણસે અહીં હાથ લગાવ્યો હશે ?

જવાળા–આ કામ નક્કી નલીનકાંતનું જ છે.

વિદ્યા–ડાઘને બરાબર જુઓ તો ખરા. આટલો નાજુક હાથ કદી નલીનકાંતનો હોઇ શકે ખરો ?

જવાળા–કેમ વળી હોઇ શકે.

વિદ્યા–કદી નહી મેં પરમ દીવસે આ મકાનમાં આવી આ ડાઘ જોયા છે. પ્રથમજ મેં નલીનકાંતના લોહી લાગેલા હાથનો એક આખો ફોટો ઉતારી લીધો છે. તેની સાથે મેળવી જોતાં આ હાથ બહુ નાનો લાગે છે મને લાગે છે કે કોઇ માણસ આ પુસ્તક વાંચવા આવ્યું હશે. કદાચ એણે પુસ્તક નીચે ન ઉતારતાં અહીં ઉભા રહી એક હાથ આ જગ્યા પર રાખીને વાંચ્યું હશે કેમ ભાઇ, તમે શું ધારો છો ?

જવાળા–તું બરાબર કહે છે, આ જ હું તારાથી વખતો વખત હાર પામું છું. બહેન.

વિદ્યા–આ પુસ્તકનું એક પાન પણ ફાટયું છે, જાણ્યું કે ?

જવાળા–સાચુ કહે છે વિદ્યા.

વિદ્યાએ પુસ્તક ખુલ્લું કર્યું. તે પછી કેટલાંક પાનાં ફેરવી જવાળાપ્રસાદને જણાવ્યું આ જુઓ, પુસ્તકમાં પણ એક બુળનો

ડાઘ છે. એથી મને લાગે છે કે જે માણસના હાથનો ડાઘ બુકકેસ પર લાગ્યો છે. તેજ માણસે આ પુસ્તકમાંથી એક પાન ફાડી લીધું છે.

જ્વાળા—જ્યારે તેં આટલી બારીક વાત શોધી કાઢી છે તો હું ધારૂં છું કે એ કોનું કામ છે એ પણ તું જાણી ગઇ હોઇશ ?

વિદ્યા—ના ભાઇ, તે હું જાણી શકી નથી. પણ એટલું તો જરૂર કહી શકું છું કે આ કોઇ પણ સ્ત્રીના હાથનો ડાઘ છે.

જ્વાળા—એ સ્ત્રી કોણ છે ? તને કોના પર શક આવે છે ?

વિદ્યા—વારૂ, વિજયા અહીં આવી હતી. તમે જાણો છો ?

જ્વાળા—હા, આવી હતી. એક દીવસ કેમ કેટલીયે વાર મારે આ મકાનમાં તેની સાથે મુલાકાત થઇ હતી.

વિદ્યા—વિજયા ચોક્કસ આ પુસ્તક વિષે જાણતી હોવી જોઇએ. એ જો પ્રયોગશાળાનું દ્વાર ખોલવાની કરામત જાણે છે તો આ પુસ્તકની વાત પણ જાણતીજ હશે.

જ્વાળા—જાણતી પણ હોય.

વિદ્યા—જરૂર જાણતી હોવી જોઇએ કેમકે તે દીવસે હું તેના મકાન પર ગઇ હતી.

જ્વાળા—વિજયા સાથે મેળાપ થયો હતો ?

વિદ્યા—વિજયા સાથે મેળાપ નહિ થયેલો, પણ હું ખાત્રીથી કહી શકું છું કે એ જ આ પુસ્તકનું પાનું લઇ ગઇ છે.

અચાનક જ્વાળાપ્રસાદ ચમકયો અને ધીમેથી બોલ્યો બ્હેન હું ધારૂં છું કે આ મકાનમાં કોઇ બીજું માણસ પણ છે. માટે દીવો બુઝાવી ચુપચુપ અહીં એક ખુણામાં છુપાઇ જઇએ.

લગભગ દસ મીનીટ સુધી કાંઇ અવાજ સંભળાયો નહિ. પછી ધીમે ધીમે નવીન માણસના પગલાંના અવાજથી બંનેનું ધ્યાન

બેંઆયું એકાએક ઓરડામાં કોઇએ પ્રવેશ કર્યો. તેણે અંદર આવી બત્તી સળગાવતાં તેના પ્રકાશમાં જ્વાળાપ્રસાદ અને વિદ્યાએ તેને જોઇ. અને વિદ્યાએ અચંબો પામી તેને કહ્યું "એજ, એજ, એ વિજ્યાજ સર્વ અનર્થનું મુળ છે.

જ્વાળાપ્રસાદે પણ વિજ્યાને જોતાં મનમાં બબડયો. " આ તો વિજ્યા ?

વિજ્યા એ લોકોને જોતાં ચમકી અને ઘણી ભયભીત બની ગઇ, તે એક ચીસ પાડી એક બાજુએ ખસી ગઇ અને જો જ્વાળાપ્રસાદે તેને પકડી લીધી ન હોત તો તે ત્યાંજ જમીનપર છતા પાટ પડી જાત.

# પ્રકરણ ૧૯ મું.

## આ કોણ

કેટલાક વખત પછી તબીયત ઠેકાણે આવતાં વિદ્યા તરફ જોઇ વિજ્યાએ કહ્યું તમે અહીં છો ? બાઇ, ગજબ થયો ? તમે શું મને આ મકાનમાં આવી કવખતે પકડવા આવ્યાં છો ? તમે સ્ત્રી થઇ સ્ત્રી વિરૂદ્ધ ભયંકર કારસ્થાન રચ્યું જણાય છે.

જ્વાળાપ્રસાદે વિજ્યાના હાથ પકડયા હતા અને વિદ્યા એકીટશે તેના તરફ જોઇ રહી હતી. જ્વાળાપ્રસાદે વિદ્યાને બરાબર શુદ્ધિમાં જોતાં તેના હાથ છોડી દીધા. વિજ્યાએ પણ તિરછી નજરે વિદ્યા તરફ ઘુરકીને ક્રોધ ભર્યાં અવાજે કહ્યું "ડીટેકટીવ સાહેબ, આ બાઇ કોણ છે ?

જ્વાળા—એ એક મારી શાગરીત છે. ઘણા કામોમાં એ મને મદદ કરે છે.

વિદ્યાએ કર્કશ અવાજે વખારામાં જણાવ્યું અને મારૂં નામ વિદ્યા છે. અમે તને પકડવા આવ્યાં નથી પણ અમને સ્વપ્ને એ ખ્યાલ ન હતો કે તું આમ આ મકાનમાં આવીશ. છતાં તને જોયાથી સમજાય છે કે તું આ કરતાં પણ ઘણીવાર અહીં એકલી આવતી હશે અને પુસ્તકનું એક પાનું ફાડીને લઇ ગઇ હશે.

ધ્રૂજતા અવાજે વિજ્યાએ કહ્યું, હું ?

વિદ્યા—હા, તું અભરાઇની ધુળ પર તારાજ હાથનો ડાઘ પડેલો છે.

વિજ્યા—મારાજ હાથનો ડાઘ ? તમે શું કહો છો બાઇ ? હું આ પુસ્તકમાંથી એક પાનું ફાડી લઇ ગઇ છું.

વિદ્યા—અત્યારે તારે એ સર્વ વાત કબુલ કર્યા વિના છુટકો જ નથી બલ્કે તું જાણી ગઇ હોઇશ કે હું તારી સર્વ ચતુરાઇ સમજી ચુકી છું માટે હવે કોઇ પણ વાત છુપાવવા પ્રયત્ન ન કરીશ.

વિજ્યાએ કાંઇ જવાબ ન આપ્યો. તે જ્વાળાપ્રસાદ નજીક જઇને તેના મોં તરફ આશા ભર્યા સ્વરે બોલી "સાહેબ આ કોણ બાઇ છે વારૂ. આપે શું એને મારી બેઆબરૂ કરવાનું કામ સોંપ્યું છે ? આ તો મનેજ ગુનેહગાર માને છે આપ પણ એમજ માનો છો ?

જ્વાળાપ્રસાદ ઉત્તર આપે તે પહેલાં વિદ્યા બોલી ઉઠી "તું એમ કહેવા માગે છે કે તેં આ પુસ્તકમાંથી પાનું નથી લીધું ? પાનું તો અત્યારેજ તારી પાસે મોજુદ છે.

વિજ્યા ગુસ્સામાં આવી જઇ બોલી "બાઇ શું તે દિવસે તમે મારા મકાન પર આવ્યાં હતાં ? હું તો ઘેર ન હતી પણ મારી દાસી કહેતી હતી કે કોઇ બાઇ મળવા આવ્યાં હતાં.

વિદ્યા તારી દાસીએ તો મને જોઇ ન હતી.

વિદ્યા—ન જોયાં હોત તો તમે અત્યાર સુધી જીવતાં રહેત કે?

વિદ્યા હસીને બોલી "તારી દાસી શું એવી ભયંકર બાઇ છે? જવાળાપ્રસાદે વિજ્યાને ઉદ્દેશી કહ્યું" હું તારા પર કોઇ જાતનો શક લાવતો નથી એ સત્ય વાત છે. વિજ્યા પણ આપણે હમણાં જે કહ્યું છે તે સાંભળ્યું કે નહિ હવે તું તારી સર્વ વાત કહી દે તું અત્યારે અહીં શા માટે આવી છું? શું પેલી શીશી લેવાને?

વિજ્યા—ના જી. તેની તો આપનેજ જરૂર છે. આપજ શોધો હું એ શીશી લઇને શું કરવાની હતી?

જવાળા—ત્યારે શું કરવા આવી હતી કહી નાંખ.

વિજયા—(વિદ્યા તરફ આંગળી બતાવી) આ બાઇને અહીંથી ચાલ્યા જવાનો હુકમ કરો. હું એમની સમક્ષ કાંઇ વાત કહેવા માગતી નથી. હું નિર્દોષ હોવા છતાં એમને જોઇ મને ભય લાગે છે.

વિદ્યા લાલ લાલ આંખો કાઢતી ત્યાંથી બહાર ચાલી ગઇ માત્ર જવાળાપ્રસાદ અને વિજ્યા ત્યાં રહ્યાં. ઘણા વખત પછી વિજ્યાએ કહ્યું સાહેબ, આ બાઇ મારા પર કેમ આવો શક લાવે છે? મેં એવું શું ખોટું કામ કર્યું છે કે એ મારા પર આટલી કડકાઇ વાપરે છે? આપે શું એને ખુનીનો પત્તો લગાડવાનું કામ સોંપ્યું છે.

જવાળા—વિદ્યા વખતો વખત ઘણી બાબતોમાં મને મદદ કરે છે. તે સ્ત્રી હોવા છતાં પણ ઘણા પુરૂષો કરતાં વધારે બુદ્ધિશાળી છે.

વિજ્યા—પણ આવી નિર્દય અને કાબેલ બાઇ તો આ દુની-આમાં બીજી કોઇ નહિ હોય. અભરાઇ પર હાથનો ડાઘ છે, પણ હું નહોતી જાણુતી કે અભરાઇ પર આટલી ધુળ હશે. ડાઘ જોઇને જ એણે મારા પર શક લીધો.

જવાળા—ત્યારે વિદ્યાનો શક બરાબર છે. ને ડાઘ તો તારા હાથનોજ છે ને ?

વિન્ત્યા—હા જી. મારાજ હાથનો તે ડાઘ છે.

જવાળા—અને પુસ્તકની અંદરનો ડાઘ ?

વિન્ત્યા-તે પણ મારા હાથનો છે.

જવાળા—ત્યારે તું પુસ્તકમાંથી એક પાનું કાઢીને લઇ ગઇ છું ?

વિન્ત્યા—હા જી. પણ સાહેબ હું ઇશ્વરના સોગંદ લઇને કહું છું કે મેં નલિનકાકાનું ખુન નથી કર્યું. અગર જો હું કોઇ ઉપાય ન કરત તો એમના પર ભારે આફત આવત.

જવાળા—કોના પર આફત આવત ? વિન્ત્યા.

વિન્ત્યા—વિનોદરાય ઉપર.

જવાળા—કેમ ? તેમના પર શું આફત આવત ?

વિન્ત્યા-તે રાત્રે શું થયું હતું તે આપ નથી જાણતા ? જો હું અહીં ન આવત તો આપને માલુમ પડત.

જવાળા—વારૂ, તે પાનું તું કયારે લઇ ગઇ હતી ?

વિન્ત્યા—નલિનકાકા ગુજરી ગયા પહેલાં બેત્રણ દિવસ અગાઉ.

જવાળા—કેમ વારૂ ?

વિન્ત્યા—એ લોકો વચ્ચે એક દીવસ બહુ વાદવિવાદ થયો હતો.

જવાળા—કયા લોકો વચ્ચે ?

વિન્ત્યા—નલિનકાકા અને વિનોદરાય બંનેએ એક દિવસ અંદર અંદર ખુબ વાદવિવાદ કર્યો હતો. તે એટલે સુધી કે સામાસામી હાથ પણ ઉગામેલા, તે વખતે નલીનકાકા હારી ગયા હતા.

જવાળા—તને કેવી રીતે માલુમ પડયું ?

વિન્ત્યા—મેં છુપાઇને તે જોયું હતું બંનેમાંથી કોઇને ખબર

નહી પડેલી કે તેમની તકરાર હું જોઇ ગઇ હતી.

જવાળા—તકરાર શા માટે થઇ હતી ? વિન્ન્યા.

વિન્ન્યા—વિનોદરાયે નલિનકાકાને પુછયું હશે કે કયા ઝેર વડે માણસને બહુ સહજમાં અને અલ્પવારની અંદર મારી શકાય. પણ તેમણે તેનો કાંઇ જવાબ ન આપ્યો. પછી વાતવાતમાં બંને લડી પડયા તે એટલે સુધી કે બાઝંબાઝામાં નલીનકાકાને સહેજ જખમ પણ થયો. એ વખતે વિનોદરાયે આ પુસ્તક કાઢયું અને આ જ જગ્યાએ તે બહુ ધ્યાન પુર્વક વાંચી ગયા. પછી વિનોદરાય જતા રહેતાં હું એ પાનું ફાડીને મારે ઘેર લઇ ગઇ. અને આખરે સમજવામાં આવ્યું કે એ પાનામાં આવી જાતનું ઝેર બનાવવાનો પ્રયોગ લખ્યો છે.

જવાળા—કેવી જાતનું ઝેર ?

વિન્ન્યા—જેનાથી માણસ સહજવારમાં મરણ પામે છે જે ઝેરને આપે તે દિવસ પેલી નાની કાચની ગોળીઓમાં જોયું હતું અને જે ઝેરની શીશી તે દિવસે અહીંથી કોઇ ચોરી ગયું હતું તે ?

જવાળા—તે પાનું હમણાં કયાં છે ?

વિન્ન્યા—તે હું નથી કહી શકતી. મેં ઘેર લઇ જઇને તે પેટીમાં તાળાબંધ મુકી દીધું હતું, પણ અત્યારે તેમાં તે જણાતું નથી.

જવાળા—તે કયાં ગયું ?

વિન્ન્યા—કોઇ ચોરી ગયું લાગે છે. આપની સાગરીત વિદ્યા-ગૌરી પર મારો તો શક જાય છે. એજ મારા મકાન પર આવ્યાં હતાં. એમનું જ એ કામ લાગે છે.

જવાળા—એને બોલાવું ?

વિન્ન્યા—બોલાવોની.

બંને ત્યાંથી બહાર નીકળ્યાં પણ ત્યાં વિદ્યા જણાઇ નહી. ઘણી વાર તપાસ કર્યા પછી તેમણે વિદ્યાને નલિનકાંતના સુવાના ખંડમાં બેભાન દશામાં પડેલી જોઇ.

જવાળાપ્રસાદ વિદ્યાની એ હાલત જોતાં અચંબો પામ્યો. તેણે તેના બેભાન શરીરને ઉંડાવી પલંગ પર સુવાડયું વિન્ત્યા પણ પાસે આવી અને તેનો હાથ જોતાંજ ગભરાઇને બોલી 'ગજબ થયો એમના હાથ પર તો પેલોજ લાલ ડાઘ છે. નલિનકાકા જેમ માર્યા ગયા છે તેવીજ આમની પણ દશા જણાય છે. ડીટેક્ટીવ સાહેબ, એ જીવે છે કે મરણ પામ્યાં છે?

જવાળા–ના, હજી સુધી તો મરણ પામી નથી. આ જો શ્વાસ ચાલે છે ને?

આપ જરા ઉભા રહો, ત્યારે હું હમણાં આવું છું એમ કહી વિન્ત્યા ત્યાંથી ચાલી ગઇ અને થોડીકવારમાં એક શીશી લઇ તે ખંડમાં દાખલ થઇ.

વિન્ત્યાએ શીશી ડીટેક્ટીવના હાથમાં આપતાં કહ્યું "આ શીશીમાંથી દવા એમના મોંમાં નાખી દો.

જવાળાપ્રસાદે વિન્ત્યાના કહેવા પર વિશ્વાસ રાખી તેજ વખતે દવા વિદ્યાના મોંમાં રેડતાં થોડીકવારમાં તેણે આંખ ઉઘાડી અને ડીટેક્ટીવ તરફ જોવા લાગી.

જવાળાપ્રસાદે તેના તરફ જોઇને પુછયું "અહીં કોઇ તારા જોવામાં આવ્યું હતું વિદ્યા બહેન?

વિદ્યા–મને ખબર નથી બાઇ.

જવાળા–કોઇએ તારાપર હુમલો કર્યો હતો?

વિદ્યા—હા.

જવાળા—ઘરમાં અજવાળું હતું.

વિદ્યા—બહુ ન હતું પણ છતાં માણસ તો દેખી શકાય એમ હતું.

જવાળા—ત્યારે તને કોઇ કેમ ન દેખાયું ?

વિદ્યા—આ ખંડમાં આવતા આવતામાં તો કોણ જાણે કોણે મારૂં ગળું દિવાલ સાથે લઇ જઇ દબાવી દીધું.

જવાળા—તે કોણ હતું ? સ્ત્રી કે પુરૂષ ?

વિદ્યા—સ્ત્રી એ નહિ ને પુરૂષ પણ નહિ.

જવાળા—ત્યારે શું હતું ?

વિદ્યા—ભૂત.

વિન્ધ્યા તેનું હસવું ખાળી ન શકી—તેણે હસતાં હસતાં કહ્યું બહુ ભયંકર વાત છે. આ ઘરમાં ભૂતોએ પણ હવે આવવા માંડયું કે શું ? ત્યારે તો મારાથી હવે અહીં એકલાં નહિ અવાય ? નહિ સાહેબ, આ બધી વાતોપર મને વિશ્વાસ પડતો નથી. એ કહે છે કે હુમલો કરનારે એમનું ગળું દબાવી પકડયું હતું. વારૂ, જરા એમનું ગળું તો જુઓ કે ત્યાં હાથ કે આંગળીની કાંઇ નિશાની છે ?

જવાળાપ્રસાદે વિદ્યાનું ગળું સારી પેઠે તપાસ્યું તો ખરેખર ત્યાં આંગળીની એક નિશાની જણાઇ. વિન્ધ્યા નજીકમાંજ ઉભી હતી. તે જલદીથી બોલી ઉઠી “આ જુઓ ડીટેકટીવ સાહેબ, આટલી નાની આંગળીની નિશાની પુરૂષની હોય એમ બને નહિ. મને લાગે છે કે કોઇ સ્ત્રીએજ એમના પર હુમલો કર્યો છે. પણ ગજબ વાત છે કે આટલાં ચાલાક હોવા છતાં આ બાઇ તેને પકડી શકયાં નહિ.

# પ્રકરણ ૨૦ મું.

## ગોટાળા પંચક

જવાળાપ્રસાદે સારી પેઠે તે નિશાન તપાસી જોઇ. ત્યાર પછી વિદ્યા પાસેથી જેવો તે ખસ્યો તેવુંજ વિન્યાએ તેના શરીરપર હાથ અડકાડી કહ્યું "સાહેબ, જોયું ?"

જવાળા–હા, આ ગળામાં સાફ આંગળીનો ડાઘ છે. તેજ વખતે વિદ્યાએ વિન્યાને પુછ્યું "કેમ વિન્યા બહેન, હવે તમે સર્વ હકીકત કબુલ કરીને ?

જવાળાપ્રસાદે તેનાપર સહજ ચીડાઇને કહ્યું "બહેન જરા દમ તો લે વિન્યાએ મને સર્વ હકીકત કહી છે. તે શા માટે પુસ્તકમાંથી પાનું કાઢી લઇ ગઇ હતી તે પણ તેણે મને કહ્યું છે. હવે એનાપર શંકા લાવવાનું કાંઇ કારણ નથી.

વિદ્યાએ આનો કાંઇ જવાબ ન આપ્યો સૌ ત્યાંથી બહાર નીકળી નીચલા માળે આવ્યાં અચાનક માણસનો પગરવ જવાળાપ્રસાદને સંભળાયો તે ગભરાઇને છુપાવાને પ્રયત્ન કરતો હતો એટલામાં નાકાનો પહેરાવાળો મકાનની અંદર દાખલ થયો. તેણે એકવાર જવાળાપ્રસાદ સામું જોયું અને એકવાર તે બંને સ્ત્રીઓ સામે જોયું. પછી જવાળાપ્રસાદને ઉદ્દેશીને બોલ્યો સાહેબ આપ અહીં કેટલો વખત થયાં આવ્યા છો.

જવાળા–અમે તો ઘણો વખત થયાં અહીં આવ્યા છીએ. પણ તે હમણાં કોઇને આ મકાનમાંથી બહાર નીકળતું જોયું ?

પહેરા–તે માટે તો હું અત્યારે આ મકાનમાં આવ્યો છું.

જે દિવસથી મોટા સાહેબનું ખુન થયું છે તે દિવસથી હું આ મકાનપર વધારે નજર રાખું છું. અત્યારે લગભગ દસ મીનીટપર આ મકાનમાંથી એક માણસ નીકળી ગયો છે.

જવાળા–તે કોણ હતું ? મરદ કે બૈરી ?

પહેરા–જે વખતે તે મકાનમાંથી બહાર નીકળ્યો તે વખતે હું બહુ દુર હતો જેથી બરાબર જોઇ શકયો નથી. મેં ધાર્યું કે તે મારા ભણી થઇનેજ જશે પણ એ તો બીજે રસ્તે ચાલ્યો ગયો. તે માણસનું આખું શરીર કપડાંથી ઢંકાયલું હતું તેથી તે મરદ હતો કે બૈરી તે કાંઇ સમજાયું નથી. આપે જોયું હતું ?

જવાળા–ના, મેં કે આ બાઇએ તે નથી જોયું પણ (વિણા તરફ આંગળી કરી) આમણે જોયું છે ?

પહેરા–કાંઇ ઝપાઝપી થઇ હતી કે ?

જવાળા–હા, તેણે એમનાપર હુમલો કર્યો હતો.

પહેરા–ત્યારે તો તેને ખબર પડી ગઇ હશે ?

વિન્યાએ એનો કાંઇ જવાબ ન આપ્યો, પરંતુ તેણે અહીં રહેવું દુરસ્ત ન ધારતાં જવાળાપ્રસાદ તથા વિન્યાને પહેરાવાળા પાસેજ મુકી દઇ પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું. વિન્યાએ પણ જવાની ઇચ્છા બતાવી, અને જવાળાપ્રસાદ તેને પોતાની સાથે લઇ જવાને તૈયાર હતો પરંતુ તે તેની સાથે જવાને નારાજ જણાતાં તે પણ જલદીથી બહાર નીકળી ગઇ.

તેના ગયા પછી પહેરાવાળાએ જવાળાપ્રસાદને પુછ્યું સાહેબ આપના આવ્યા પહેલાં આ છોકરી અહીં આવી હતી ?

જવાળા–ના; અમે જે વખતે અહીં આવ્યા તે વખતે અહીં કોઇ ન હતું. થોડીકવાર પછી વિન્યા અહીં આવી હતી.

પહેરા—એ છોકરી અહીં એકલી કેમ આવી હતી? એ સંબંધમાં તેણે આપને કંઇ કહ્યું હતું?

જવાળા—વિજયાએ મને સર્વ વાતો કહી છે, અને મને તે સાચી પણ લાગે છે.

પહેરા—વારૂ પણ મને બહુ અજાયબી લાગે છે કે હું આટલી દેખરેખ રાખું છું છતાં મેં આજ સુધી કદી એને આ મકાનમાં પેસતાં કે બહાર નીકળતાં જોઇ નથી. ખેર. આજ સાયંકાળ થતા પહેલાં વિનોદરાય પણ અહીં આવ્યા હતા.

જવાળા—ખરેખર! તે અહીં કેટલો વખત ટકયા હતા?

પહેરા—વધુ વખત નહિ. તેમને અંદર પેસતા જોઇ હું છૂપાઇ ગયો હતો પણ તે કયારે ચાલ્યા ગયા તે મને ખબર નથી. શંકા આવવા છતાં પણ હું તેમને જોઇ શકયો નહિ તેથીજ મને લાગે છે કે તેઓ વધારે વખત અહીં નહિ ટકયા હોય?

જવાળા—તેમનાં કપડાં કેવાં હતાં?

પહેરા—જે રાત્રે મોટા સાહેબનું ખુન થયું તે રાત્રે તેમના શરીરપર જે કપડાં હતાં તેજ આજે પણ હતાં.

જવાળા—તેં એમનો ચેહરો જોયો હતો?

પહેરા—આછા અજવાળામાં જેટલું જોઇ શકાય તેટલું જોયું હતું. પણ મને લાગે છે કે તેઓ કાંઇ ખાસ શોધ કરવા માટે આવ્યા હશે. તેથી હું એમને કાંઇપણ પુછવાની હિંમત ધરી શકયો નહિ.

ત્યાર બાદ બંને બહાર નીકળ્યા. પહેરાવાળો પોતાના પહેરાપર આંટા મારવા લાગ્યો. જવાળાપ્રસાદ લગભગ અર્ધો કલાક પછી એક બે મજલાવાળા મકાનમાં પેઠો. અને અચાનક વિનોદરાયને ત્યાં

જોતાં તેણે પુછ્યું " અહો, મિ૦ વિનોદરાય ! આપની સાથે મારે કંઈક જરૂરી વાતચીત કરવી છે."

વિનોદ—હું પણ આપનીજ શોધમાં હતો. આપ ઠીક વખતસર અહીં મળી ગયા. મારે પણ આપની બહુ અગત્ય પડી છે.

જવાળા—ત્યારે શું આપને કંઇ ખબર મળી છે? આપ આજે મિ૦ નલિનકાંતના મકાનપર ગયા હતા?

વિનોદ—હું આજે? ના, સાહેબ

જવાળા—વિચાર કરીને બોલજો, મિ૦ વિનોદરાય, મારી આગળ સાચી વાત છુપાવવાનો પ્રયત્ન ન કરશો.

વિનોદ—એ શું બોલો છો? ડીટેકટીવ સાહેબ, હું આપની આગળ જુઠ્ઠું બોલું? આપ મારા ભાઇ માટે આટલી મહેનત કરી રહ્યા છો—આપના પર મારો સંપુર્ણ વિશ્વાસ છે. હું આજ ત્રણ વાગ્યાનો આ મકાનમાં જ છું.

જવાળાપ્રસાદ પણ આશ્ચર્યમાં ગરક થઇ ગયો. ને વિનોદરાય તરફ સારી રીતે જોવા લાગ્યો, તેણે ધાર્યું કે કદાચ પહેરાવાળો બરાબર જોઇ શકયો નહિ હોય. તેણે વિનોદરાયનો પોશાક બરાબર જોયો તો તેને જણાયું કે પહેરાવાળાએ જે પોશાકની વાત કરી હતી તે વિનોદે પહેરેલો ન હતો.

થોડાક વખત પછી પુછ્યું. " ડીટેકટીવ સાહેબ, આપને કોણે કહ્યું કે હું આજે મોટાભાઇના મકાનપર ગયો હતો?

જવાળા—પહેરાવાળાએ.

વિનોદ—એ માણસ ખરેખર હોંશીયાર છે, પણ આજ એણે જરૂર થાપ ખાધી છે. મોટાભાઇના મૃત્યુ બાદ હું એકપણ દિવસ તે મકાનપર ગયો નથી, અને જાઉં પણ શા માટે? કોની પાસે

જાણું ? જેમના બળપર ઝઝુમતો તે તો છે નહિ.

જવાળા—આજ સવારથી તમે આનાં આજ કપડાં પહેર્યાં છે ?

વિનોદ—ના જી, હમણાંજ આ કોટ પહેરી આપને મળવાને મકાનની બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં તો આપનાં અહીંજ દર્શન થઇ ગયાં.

જવાળા—મારી પાસે કેમ આવતા હતા ?

વિનોદ—એક જરૂરી કામ હતું.

જવાળા—મિ૦ નલિનકાંતના ખુન સંબંધી ?

વિનોદ—એ વાત હું બરાબર નથી કહી શકતો. મારી વાત સાંભળી આપ તોલ બાંધી લેજો. એ એક બહુ આશ્ચર્યની વાત છે.

જવાળા—શું ?

વિનોદ—વિદુલા સાથે મારે લગ્ન કરવું પડશે.

જવાળા—વિદુલા કોણ ? ડાકટર શિવપ્રસાદની પુત્રી ?

વિનોદ— જી હા, પણ અજાયબીની વાત એ છે કે આ પહેલાં અમારી વચ્ચે એ લગ્ન સંબંધી કાંઇ વાતચીત થઇજ નથી.

જવાળા—ત્યારે કેવી રીતે લગ્ન નક્કી કર્યું ? કોણે નક્કી કર્યું.

વિનોદ—ડાકટર શિવપ્રસાદ એક અદ્‌ભુત મૂર્તિ છે, મારા ભાઇ જેવા હતા તેવા એ પણ છે. હું વચમાંવચમાં એમના મકાન પર જાઉં છું પરંતુ ત્યાં શું થાય છે તે બરાબર યાદ રહેતું નથી. છતાં મારા મકાનપર પાછા ફરતી વખતે હું એટલો દુર્બળ અને નિસ્તેજ જણાઉં છું કે મારામાં ચાલવાની શક્તિ પણ રહેતી નથી મને લાગે છે કે હું જાણે કેવીક ભયંકર બીમારીમાંથી ઉઠ્યો હોઉંને?

જવાળા—આપ ત્યાં કેમ જાવ છો, મિ૦ વિનોદરાય ?

વિનોદ—તે પણ હું બરાબર કહી શકતો નથી, કેમ જાઉં

છું તે પણ જાણુતો નથી. પણ જાણે કે કોઇક ગુપ્ત શક્તિ મને ખેંચીને ડાક્ટરના મકાનપર લઇ જાય છે.

જવાળા—ત્યાં કોની સાથે આપની મુલાકાત થાય છે ?

વિનોદ—ડાક્ટર શિવપ્રસાદ કિંવા વખતે તેમની પુત્રી વિદુલા સાથે મારે વાતચીત ચાલે છે, તે વખતે મને લાગે છે કે જાણે હું ગાંડો ન થઇ જતો હોઉં ! શું કરૂં ! ક્યાં જાઉં ! કાંઇ ખ્યાલજ નથી રહેતો.

જવાળા—વિદુલાની સાથે કદી આપને પ્રેમ અથવા લગ્ન સંબંધી કાંઇ વાતચીત થઇ હતી ?

વિનોદ—ના, મને આજે ડાકટર સાહેબે એક કાગળ બતાવ્યો તે મારોજ લખેલો જણાતો હતો. મેં જાણે વિદુલા સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી એ પત્ર લખી આપ્યો હોય ને.

જવાળા—ક્યાં, કઇ વખતે આ પત્ર લખેલો ?

વિનોદ—ડાકટર સાહેબ કહે છે કે તેમના મકાન પર એક દિવસ સંધ્યા સમયે મેં તેમને એ પ્રતિજ્ઞા પત્ર લખી આપ્યું હતું. પણ મને કાંઇ વાત યાદ આવતી નથી. એ વાત કહેવાને માટેજ હું આપને મળવા ઇચ્છા કરતો હતો. પ્રભુ કૃપાથી આપનાં અનાયાસે અહીંજ દર્શન થઇ ગયાં.

જવાળા—આપનો ઇરાદો શો છે ? મી. વિનોદરાય, વિદુલા સાથે લગ્ન કરવા માટે આપ તૈયાર છો.

વિનોદ—કદાપિ નહિ. એમ જો હોય તો આપની સાથે સલાહ કરવાની શી જરૂર હતી ? વિદુલા સાથે લગ્ન કરવાની મારી લેશ માત્ર ઇચ્છા નથી. હું એને ધિક્કારૂં છું વળી વિજ્યા સાથે ઘણા

દીવસ થયાં મારો સંબંધ નક્કી થઇ ચુકયો છે. એ લગ્નમાં મોટા-ભાઇની સંપૂર્ણ સંમતિ હતી.

જવાળા–શું વિજયા પણ આપને ચાહે છે?

વિનોદ–જી હા. તે પણ મને ખરા જીગરથી ચાહે છે. મોટા ભાઇએ એને પુછીનેજ અમારો સંબંધ નક્કી કર્યો હતો. તે જીવતા હોત તો સંભવ હતો કે અત્યાર સુધીમાં અમારૂં લગ્ન થઇ પણ ગયું હોત.

જવાળા–ડાકટર સાહેબ આપના મોટાભાઇના વીલ સંબંધી કાંઇ જાણે છે?

વિનોદ–હા, મેંજ એમને વીલ બતાવ્યું છે. તેમણે મારે મોંએ એ વાત સાંભળીનેજ વિદ્યુલા સાથે લગ્ન કરવાની વાત ઉપાડી અને મારૂં લખેલું તે પ્રતિજ્ઞા પત્ર મને બતાવ્યું.

જવાળા–મી. વીનોદરાય જો આપ આપના કરેલા કામ પર વિશ્વાસ નથી કરી શકતા, તો આપ ચોકકસ કહી શકો છો કે આજે આપના ભાઇના મકાન પર આપ ગયા નથી?

વિનોદ–આપનું અનુમાન ખરૂં પણ હોય. આપે બરાબર કહ્યું છે.

જવાળા–મેં સાંભળ્યું છે કે આપના ભાઇ સાથે આપને તકરાર થઇ હતી?

વિનોદ–એ વાત આપે કયાંથી જાણી? તે વખતે એ મકા-નમાં બીજું કોઇ માણસ ન હતું.

જવાળા–આપની વાત સાચી હોય કે ન હોય, પણ મેં આપની તકરારની વાત સાંભળી છે. હવે કહો કે આપના વચ્ચે તકરાર શા માટે થઇ હતી.

વિનોદ-એક દિવસ મોટાભાઇ પાસે જઇ મેં જોયું તો તે બેશુદ્ધ જેવા હતા મેં સાંભળ્યું કે થોડીકવાર અગાઉ ડાક્ટર સાહેબ ત્યાં આવ્યા હતા. વાત મને ખરી લાગી. કેમકે જ્યારે ડાક્ટર સાહેબની મુલાકાત થતી ત્યારે તેમના ગયા પછી મોટાભાઇની પણ મારા જેવીજ દશા થઇ જતી. ગમે તેમ હોય પણ મેં તે દિવસે મોટાભાઇને એક પ્રકારના ઝેર સંબંધી વાત પુછી, ભાઇનો મિજાજ બરાબર નહતો. એટલે મારી વાત સાંભળતાંજ તેઓને આવેશ ચડયો અને એ પ્રમાણે અમારા વચ્ચે તકરાર ઉપસ્થિત થઇ.

જવાળા-સામસામે હાથ પણ ઉપડેલા કે ?

વિનોદ-ના જી. મારામારી તો નહિ થયેલી. પણ મારો એક ધક્કો વાગતાંજ ભાઇ નીચે પડી બેહોશ બની ગયા. હું પણ એ જોઇ મારા મકાનપર ચાલ્યો આવ્યો. મારો ધક્કો વધારે સખ્ત ન હતો વાગ્યો પણ મારા ધારવા પ્રમાણે એમનુ શરીર દુર્બળ હોવાને લીધે તે એમ પડીને બેહોશ બની ગયા હશે

જવાળા-આપે જે ઝેરની વાત પુછી તેના સંબંધમાં બીજી કાંઇ વાત માલુમ પડી હતી.

વિનોદ-હા. એક દિવસ છાનામાના મોટાભાઇના પ્રયોગ-મંદિરમાં પેસી જઇ મેં એક પુસ્તકમાંથી તે ઝેરની માહિતી મેળવી લીધી હતી. હમણાં પણ હું આપને તે પુસ્તક અને તેમાંનું પાનું બતાવી શકું છું.

જવાળા-હવે આપનાથી એમ નહિ બની શકે, મિ. વિનોદરાય!

વિનોદ-કેમ વારૂ ?

જવાળા-તે પાનું વિજ્યા લઇ ગઇ છે.

વિનોદ—તેની આપને શી રીતે ખબર પડી ?

જવાળા—એવી જો ખબર ન પડતી હોય તો ડીટેકટીવગીરી શા ઉપર કરી શકીએ ?

વિનોદ—સમજ્યો, આપ તે નિર્દોષ બાલીકાનો સત્યાનાશ કરવાનો પ્રયત્ન આદરી રહ્યા છો. સાંભળો ડીટેકટીવ સાહેબ, મેંજ ભાઇનું ખુન કર્યું છે. આપ નાહક નિર્દોષને કષ્ટ ન આપશો !

---

## પ્રકરણ ૨૧ મું.

---

### વિજયી વિદુલા

વિનોદનો ચહેરો સુકાઇ ગયો. તેણે જવાળાપ્રસાદને વારંવાર પોતાને પકડી લેવાને તથા વિન્યાપર નાહક શક ન લાવવાને આજીજી કરી. જવાળાપ્રસાદ સમજી ગયો કે પાછળથી વિન્યાની ખરાબી થશે એવા ભયથીજ આ પોતે પોતાને ગુનેહગાર જાહેર કરે છે. વિનોદરાય વાસ્તવિક રીતે વિજયાને ચાહે છે. એ જાણી જવાળાપ્રસાદે હસતાં હસતાં કહ્યું " મિ. વિનોદરાય, આપ ખોટી વાત કહો છો. સાચું બોલો, આપ ગુનેહગાર છો કે નહિ ?"

વિનોદનું શરીર હજી પણ ધરૂજતું હતું. તે નાના પ્રકારની ચિન્તાઓમાં નિમગ્ન હતો. વિન્યાનો કેવી રીતે બચાવ થશે, તેનો ઉપાય નહિ જડતાં તે પોતેજ ગુનેહગાર બનવાને તૈયાર થઇ ગયો. તેણે જણાવ્યુ "જી હા, હુંજ ગુનેહગાર છું તે દિવસે ભાઇની સાથે જે તકરાર થઇ હતી તેના પરિણામેજ મેં ભાઇનું ખુન કર્યું છે.

જવાળા—કઇ વખતે ખુન કર્યું હતું ? અવશ્ય તે રાત્રે તો નહિ ?

વિનોદ—ના, તે દિવસે નહિ. જે દીવસે આપ મોટાભાઇના મકાન પર ફોજદાર સાહેબ સાથે આવ્યા હતા તે દીવસે.

જવાળા—કઇ વખતે ?

વિનોદ—સાયંકાળે ?

જવાળા—આ વાત આપે પહેલાં કેમ ન જણાવી ?

વિનોદ—તેમ કરવા વિચાર ન હતો.

જવાળા—અત્યારે કેમ વિચાર કર્યો ?

વિનોદ—એક નિર્દોષ બાળાને ફસાતી જોઇને.

જવાળા—આપના શિવાય સર્વ કોઇ નિર્દોષ છે ?

વિનોદ—જી હા.

જવાળાપ્રસાદને વિનોદની વાત પર તિલમાત્ર પણ વિશ્વાસ આવ્યો નહિ. તેણે વિજયાને તેના શકથી મુકત કરવાને માટે જ આ બધી હકીકત કહી છે એ જવાળાપ્રસાદ સમજી ગયો. તે બીજું કાંઇ ન કહેતાં મકાનમાંથી નીકળવાની તૈયારી કરતો હતો એટલામાં વિનોદે પુછયું "સાહેબ, આપને શું મારી વાત પર વિશ્વાસ નથી આવતો ?

જવાળા—જો સાચુ પુછાવો તો મિ૦ વિનોદરાય મને બિલકુલ વિશ્વાસ આવતો નથી.

વિનોદ—આપને ભલે વિશ્વાસ ન આવે, હું જાતેજ હમણાં પોલિસમાં જઇ આ વાત ખુલ્લી પાડું છું.

જવાળા—ખોટી વાત આટલે સુધી પ્રસિદ્ધ કરશો એવી મારી ખાત્રી પડતી નથી.

વિનોદ—ખોટી વાત ? નહિ સાહેબ, આ વાત તદન સાચી

છે. આપ વિજ્યાપર ખોટો શક ન લાવશો હું એનો સ્વભાવ સારી પેઠે ઓળખું છું. તે તદ્દન નિર્દોષ છે. અગર જો આપ એને આ ભયંકર કારસ્થાનમાં ફસાવશો તો પણ હું સહજમાં છોડવાનો નથી. મેં જાતેજ ખુન કર્યું છે માટે મનેજ સજા થવી જોઇએ. આપ એ નિરપરાધી બાળાને છોડી દો.

આમ કહેતાં કહેતાં વિનોદની બંને આંખોમાંથી ધડધડ આંસુ પડવા લાગ્યાં જવાળાપ્રસાદ ગુંચવણમાં પડયો. તેણે અત્યંત નમ્રતાથી જણાવ્યું મિ૦ વિનોદરાય, વિજ્યા માટે આપ કાંઇ ચિંતા ન કરશો. હું જાણું છું કે તે નિર્દોષ છે. આપ જેટલા આ બાબતમાં નિર્દોષ છો તેટલીજ તે નિર્દોષ છે. વિજ્યા આ બાબતમાં સામેલ નથી એ હું પ્રથમથીજ જાણું છું, હવે હું આપને વિનંતિ કરૂં છું કે આપ પોલીસમાં જઇ આ જુઠી વાત જાહેર ન કરશો. એથી ઉપકાર કરવા જતાં ઉલટો અપકાર થઇ જવાનો સંભવ છે. બીજી એક વાત છે આપ વિજ્યાને અત્યંત ચાહો છો એ હું જાણું છું. તો તેના ભલાને ખાતર આપ કેટલાક દિવસ સુધી આપના મકાનમાંથી કયાં એ જશો નહિ. હું એવોજ પ્રયત્ન કરીશ કે જેથી આપનું અકલ્યાણ નહિ થાય.

વિનોદે કૃતજ્ઞતા પુર્ણ હૃદયે જવાળાપ્રસાદના બંને હાથ પકડી પુછયું તો આપ વિજ્યાને બચાવશોને ? સાહેબ, જો જો એ કાંઇ આફતમાં ન આવી પડે.

જવાળા—નહિ, વિજ્યાનો કાંઇ દોષ નથી. તેના પર કોઇ પણ શક લાવતું નથી. એના માટે આપ કાંઇ પણ ચિંતા ન કરશો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું એને બચાવીશ.

વિનોદ—પ્રભુ આપનું કલ્યાણ કરો.

જવાળા—આપે પણ મારી એક વાત માનવી પડશે. ઓછામાં ઓછું આપ ત્રણ દીવસ સુધી આ મકાનમાંથી બહાર ન નીકળશો.

વિનોદ-ડાકટરને ઘેર ન જાઉં આપ એજ કહેવા માગો છો ને?

જવાળા—હા.

વિનોદ—પણ ડાક્ટરની જાદુવિદ્યાથી હું કેવી રીતે બચવાનો છું.

જવાળા—ગમે તે થાય. આપ બળવાન માણસ છો. આપના શરીરમાં શક્તિ છે. આપને શો ભય છે? જો ડાક્ટર સાહેબ આપને બોલાવવા મોકલે તો પણ કદી તેને ઘેર ન જશો.

વિનોદ—આપની આજ્ઞા મને શિરોધાર્ય છે.

જવાળા—યાદ રાખજો, ફાવે તેટલી ગુંચવણ કેમ ન આવે, ફાવે તેટલું કષ્ટ કેમ ન પડે, પણ ત્રણ દિવસ સુધી આ મકાનમાં રહેજો. બીજે ક્યાંય પણ ન જશો.

વિનોદ—બહુ સારૂ, સાહેબ, આપનો મોટો ઉપકાર, જવાળા-પ્રસાદ ચાલ્યો ગયો, એટલે વિનોદરાય પોતાના શયનગૃહમાં જઇ આરામ લેવા પડયો, પણ વિવિધ જાતની ચિંતાઓએ તેને ઘેરી લીધો. પહેલાં તેણે ધાર્યું કે ત્રણ દિવસ આ મકાનમાં એકલા રહેવું અશક્ય છે. કાલે વિદુલા સાથે લગ્નની વાત છે, પણ હું ન જતાં ડાક્ટર શું ધારશે? કદાચ મારાપર કોઇ ભયંકર સંદેહ લાવી તે મારે ઘેર પણ આવે, તે વખતે શું તેની તેજભરી નજરથી મુક્ત થવાની મારામાં તાકાત રહેશે? ફાવે તે થાય, પણ મારી વિજ્યાને ખાતર હું સર્વ કાંઇ કરીશ. એના જેવી સદાચારી અને સુંદર બાલિકાઓ આજકાલ બહુ ઓછીજ જોવામાં આવે છે.

લગભગ એક કલાક વીતી ગયો, વિનોદ એકલોજ ચિંતા-સાગરમાં ડુબકાં મારતો હતો એટલામાં અચાનક ખંડનું દ્વાર ઉઘડી

ગયું અને એક માણસ અંદર દાખલ થયો. વિનોદે ચમકીને આવનાર તરફ જોયું અને જોતાં વારનેજ તેના શરીરનું લોહી જાણે સુકાઇ ગયું. તેણે જોયું કે ડાક્ટર શિવપ્રસાદ તેના ખંડમાં ઘુસી જઇ તેની સામેની ખુરશીપર બેઠો હતો. વિનોદને બહુજ ભય ઉપન્યો પણ તેણે બહાર કાંઇ જણાવ્યું નહિ.

કેટલીકવાર સુધી આરામ લીધા બાદ ડાક્ટરે વિનોદને પુછ્યું એકલા કેમ બેઠા છો, મિ૦ વિનોદરાય.

વિનોદ—આજે એકલોજ બેઠો છું, સાહેબ.

ડાક્ટર—સોબતી ખોળો છો કે શું ?

વિનોદ—સોબતી તો ક્યાંથી મળે ?

ડાક્ટર—કેમ, સોબતીની શી ખોટ છે !

આ પ્રમાણે આમની તેમની વાતો કરતાં કરતાં વિનોદને ધીમેધીમે સુસ્તી લાગવા માંડી. ડાક્ટરની જોરથી નજર તેનાપર પડી તે ધીમેધીમે અજ્ઞાન થવા લાગ્યો, અને ઘણા પ્રયત્નો કરવા છતાં પણ તે આ આફતમાંથી છુટકો મેળવી શકયો નહિ.

ડાક્ટરની વિદ્યાથી વિનોદ તદન તેને વશ થઇ ગયો એટલે તેણે વિનોદને પુછ્યું મિ૦ વિનોદરાય, મારી સાથે જરા બહાર ચાલોને?

વિનોદ—કેમ, આપની સાથે શું કરવા ?

ડાક્ટર—ચાલો તો ખરા, પછી જણાશે, ચાલશો કે નહી ?

વિનોદ પોતાની બેહોશ અવસ્થામાં ઉભો થયો. તેની આંખો તો ખુલી ગઇ હતી પણ તે પોતાના શરીરને કાબુમાં રાખી શકતો નહતો. આ જોઇ ડાક્ટરે તેનો હાથ પકડી લીધો. અને મકાનમાંથી બહાર નીકળ્યો સદ્દભાગ્યે આ વખતે એક ભાડાની ગાડી વિનોદના મકાન આગળ થઇને જતી હતી એટલે ડાક્ટર વિનોદને લઇને ગાડીમાં ચડી

ગયો અને ઘણી ત્વરાથી પોતાના મકાને પહોંચ્યો. ઘરમાં પેસતાંજ તેણે પોતાની પુત્રીને હાંક મારી. પરંતુ અત્યારે વિદુલા ઘરમાં ન હતી. કંઇક કામે બહાર ગઇ હતી. એ જાણી ડાકટરે વિનોદ સાથે તરેહતરેહનાં ગપ્પાં ચલાવવા માંડ્યાં.

થોડીવાર પછી ડાકટર વિનોદને એક ખંડમાં બેસાડી બીજા ખંડમાં ચાલ્યો ગયો અને વિચારવા લાગ્યો કે આટલા દિવસ પછી મેં વિનોદને આજ પુરેપુરો કાબુમાં આણ્યો છે. સારા નસીબે પેલી જાસુસ બાઇ આ મકાનમાં નથી એ પણ ઠીક! હવે લક્ષાધિપતિ થવાની આશા ફળીભુત થશે એમાં શક નથી.

લગભગ બે કલાક વીતી ગયા. પણ હજી વિદુલા ઘેર આવી નહી. આ જોઇ ડાકટરને કંઇક ભય ઉપજ્યો. તેના મનમાં જાત જાતના ખરાબ વિચારો આવવા લાગ્યા. પણ કાંઇ ન બોલતાં તે પુત્રીની આવવાની રાહ જોવા લાગ્યો. અચાનક ખંડનું દ્વાર ઉઘડી ગયું અને વિદુલા અંદર દાખલ થઇ. તેનું મોં સુકાઇ ગયું હતું. કપડાં ફાટી ગયાં હતાં. તેનું આખું શરીર ધ્રુજી ઉઠયું હતું અને શ્વાસ જોરથી ચાલતો હતો. આ સ્થિતિ જોઇ ડાકટર અજાયબ થયો. તે એકાએક બોલી ઉઠયો. વિદુલા, શું હકીકત છે? જો મી. વીનોદરાય આવ્યા છે.

વિદુલા પહેલીવારનો જવાબ ન આપતાં બોલી વિનોદરાય કેટલી વારથી આવ્યા છે.

ડાકટર–લગભગ બે કલાકથી તારી વાટ જોઇ રહ્યા છે.

વિદુલા–મારી વાટ?

ડાકટર–હા તારીજ તો. આટલી વાર સુધી તું કયાં હતી? વિદુલા પીતાનો સવાલ સાંભળી ચમકી ઉઠી. ને તે કાંઇ જવાબ

નહી આપતી જોતાં ડાક્ટરે પુનઃ બોલવાનું શરૂ કર્યું. "વિદુલા કેટલી મહેનત કરી હું વિનોદરાયને તેડી લાવ્યો છું. પણ તારૂં ક્યાં ઠેકાણું? આ શું થયું? આ તારા મોં પર શાનો ડાઘ છે? તારાં કપડાં કેમ ફાટી ગયાં? થયું શું?

વિદુલા—હું એક આફતમાં આવી પડી હતી. બાપા મોં જરા છોલાઇ ગયું છે ખરૂં, પણ વધારે વાગ્યું નથી. હું મી. નલીનકાંત કાકાના મકાન પર ગઇ હતી ત્યાં મારી આ દુર્દશા થઇ છે. આપે જ મને ત્યાં મોકલી હતી તો.

ડાકટર—મેં કેમ?

વિદુલા—હા વળી આપનું જ કામ હતું. આખરે આપે આપની જાદુ વિદ્યા મારા પર અજમાવવા માંડી કે? આપેજ મને બેહોશ બનાવી ત્યાં મોકલી હતી. તે વખતે ત્યાં કોણ હતું તે તો આપનાથી છાનું નથી?

ડાકટર—ત્યાં કોણ હતું?

વિદુલા—કોણ હતું? તે આપ નથી જાણતા.

ડાકટર—કોણ હતું? જલદી કહે. હવે મારી ધીરજ રહેતી નથી. મારા મનમાં બહુ કુતુહલ ઉપજ્યું છે.

વિદુલા—જે માણસ તે દીવસે ઉસ્તાદી રમી મારી પાસેથી ત્રણસો રૂપીઆ છીનવી ગયો હતો તે

ડાકટર—આ શું વિદુલા? તેં પહેલાં તો મને આ વાત કહી ન હતી? પછી હું શી રીતે જાણું કે તે કોણ છે?

વિદુલા—તે, વિનોદરાયનો નોકર જયદેવ.

ડાકટર—પેલો પહેરવાળો તારી સાથેથી ત્રણસો રૂપીઆ છીનવી લઇ ગયો, અને તું કાંઇ બોલી નહિ, મને પણ ખબર ન આપી.

વિદુલા–આપને ખબર આપવાની મારી છાતી ચાલી નહિ. હું એના રૂઆબમાં અંજાઇ ગઇ હતી. તેથી એના કહેવા પ્રમાણે મારે કરવું પડયું. જે દિવસે વિદ્યા આ મકાનમાં હતી તે અરસામાં એક દિવસ જયદેવ અહીં આવીને બળાત્કારે મારી પાસેથી રૂપીયા લઇ ગયો હતો.

ડાકટર–અને આજ નલિનકાંતના મકાનપર તેનીજ સાથે પાછો તારો ભેટો થઇ ગયો ?

વિદુલા–હા જી.

ડાકટર–વારૂ, તો શું થયું હતું ? બધી વાત ચોકખેચોકખી ન કહે તો હું શી રીતે સમજી શકું ?

વિદુલા–જયદેવ નલિનકાકાની પ્રયોગશાળામાં હતો તે અભરાઇપરથી એક નાની શીશી કાઢીને તેને જોઇ રહ્યો હતો.

ડાકટર–પછી ?

વિદુલા-પછી મારા પગનો અવાજ સાંભળીને ચમકી ઉઠયો. મેં નાસવા માંડયું પણ નસાયું નહિ પલકવારમાં તેણે મારો હાથ પકડયો. મેં હાથ છોડાવવાને જીવ જતાં સુધી કોશીશ કરી. આખરે બહુ મુશ્કેલીથી મારો એક હાથ છોડાવી અભરાઇ પરથી એક નાની શીશી કાઢી લીધી અને ત્વરાથી તેજ શીશી જયદેવના મોંપર જોરથી ખેંચી કાઢી તે સાથેજ તે મને છોડી દેતાં બેભાન થઇ પડી ગયો. મને લાગે છે કે તે હવે તો મરી ગયો હશે.

ડાકટર–શાબાશ બેટા, ખુબ કરી. તે ચાલાકીથી તારો જીવ બચાવ્યો એ બહુ સારૂં થયું. તારી આજની બુદ્ધિ એ ખરેખર તારો અદ્દભુત વિજય કહેવાય.

# પ્રકરણ ૨૨ મું.



## શેરને માથે સવાશેર

પોતાને મોંએ પોતાની પ્રશંસા સાંભળી વિદુલા કહેવા લાગી "જયદેવ એક તો ગમાર આદમી છે. તે સાથે ખુબ બળવાન છે. તેને શું મારાથી જીતી શકાય ? તેણે જે વખતે મારો હાથ પકડયો હતો તે વખતે મેં મારા જીવનની આશા છોડી દીધી હતી. બીજો કોઇ ઉપાય ન જોતા પાસેજ જે દવાની શીશી મળી આવી તે મેં તેનાપર ફેંકી. જયદેવને બીજું કાંઇ કહેવાનો સમય મળ્યો નહિ. જેવી શીશી વાગી તેવોજ તે ગબડી પડયો.

ડાકટર–શીશામાં શું હતું જાણે છે વિદુલા ?

વિદુલા–નહિ બાપા, હું શી રીતે જાણું ? જોવાનો વખત ન હતો. પણ એમાં ગમે તે હોય–છતાં મારે કામ લાગીને ?

ડાકટર–જયદેવ જીવે છે કે મરી ગયો ?

વિદુલા–એ પણ નથી કહી શકતી ? હું તો ત્યાં પછી ઉભી પણ ન રહી. જેવો જયદેવે મારો હાથ છોડયો તેવીજ હું તો જીવ લઇને નાઠી. મને લાગે છે કે કદાચ હવે તે મરી ગયો હશે.

ડાકટર–ખેર; અત્યારે સર્વ વાત જવાદે. પેલા વિનોદરાયને હું ઘણીવારથી તેડી લાવ્યો છું.

વિદુલા–આપ તેડી લાવ્યા છો ?

ડાકટર–હા, વિદુલા આજ વિનોદરાય એકલા પોતાના મકાનમાં બેઠા હતા મેં ઘણો વખત એમની રાહ જોઇ પણ જ્યારે તે ન આવ્યા ત્યારે મને ભય ઉપજ્યો. હું વિચારવા લાગ્યો કે

આટલી ચતુરાઇપર ધુળ મળી ગઇ. હવે શું કરવું ? " લાચારીથી હું તેમના મકાનપર ગયો, અને ત્યાં તેમને બેભાન કરી ઘણી મુશ્કેલીથી હું તેડી લાવ્યો છું.

વિદુલા—કેમ બાપુ, આપને એટલા વ્યાકુળ થવાની શી જરૂર પડી કે વિનોદરાયને ઘેર જવાની શી અગત્ય હતી ?

ડાકટર-અગત્ય તો ઘણી હતી. આજે તમારાં બંનેનો હસ્તમેળાપ કરી દેવાનો મારો વિચાર છે. તેની બધી વ્યવસ્થા પણ કરી નાખી છે; હવે માત્ર એક પુરોહિતની જરૂર છે. વિનોદરાય અત્યાર સુધી બેભાન સ્થિતિમાં સુઇ રહ્યા છે, તું એમનાપર જરા નજર રાખ્યા કરજે હું જલદીથી એક પુરોહિતને તેડીને આવું છું. આજે તમારૂં લગ્ન કરી નિશ્ચિંત થવાનો મેં ચોક્કસ નિશ્ચય કર્યો છે.

આટલું કહી ડાકટર શિવપ્રસાદ મકાનમાંથી બહાર નીકળ્યો ત્યાર પછી વિદુલા પોતાના ખંડમાં ગઇ અને આયનામાં પોતાનું મોં જોઇ ચમકી. કેટલોક વખત વિચાર કર્યો, પછી તેણે બહુ અચ્છી રીતે પોતાનું મોં સાબુથી ધોઇ નાખ્યું અને સુંદર ખુશબોદાર કામિનીઆ ઓઇલ માથામાં નાંખી હાથીદાંતની કાંસકી ફેરવવા લાગી. સુંદર પોશાક ધારણ કરી લીધા, દાગીનાની પેટી કાઢી તેમાંથી કેટલાક કીમતી દાગીના બહાર કાઢયા અને તે પણ પોતાના હાથ પગ તેમજ ગળામાં પહેરી લીધા પછી અતિ આનંદપુર્વક તે વિનોદરાયની ખબર કાઢવા ચાલી દિવાનખાનાનાં દ્વાર ખોલી તે અંદર દાખલ થઇ પણ વિનોદરાય તો ત્યાં કાંઇ જણાયો નહિ. આથી તેના મનમાં ભયંકર સંદેહ ઉપજ્યો.

વિદુલાએ ત્યાંથી નીકળી ચોતરફ તેની તપાસ કરી પણ કાંઇ વળ્યું નહિ. વિનોદનો તેને પત્તો નજ મળ્યો હવે વિદુલાનો

ભય વધવા લાગ્યો. ડાકટર સાહેબે વિનોદરાયપર નજર રાખવાની તેને ભલામણ કરી હતી પણ વિદુલાએ પોતાના કામની ગરબડમાં લગભગ એક કલાક ગુમાવી નાંખ્યો હતો. આટલા વખતના ગાળામાં તેણે એકવાર પણ વિનોદ તરફ નજર કરી ન હતી. તેનાજ દોષથી વિનોદ નાસી છૂટયો હતો એ જોતાં વિદુલા બહુ ભયભીત બની ગઇ. પિતાને હવે શું મોં બતાવીશ એમ તે વારંવાર ચિંતા કરવા લાગી પરંતુ તેની હવે ધીરજ ન રહી ને તુર્તજ નીચે ઉતરી પોતાના બગીચામાં પેઠી. બગીચો મકાનના પાછલા ભાગમાં હતો. ચોમેર ઘોર અંધકાર છવાઇ ગયો હતો. પરંતુ નજીકમાંજ તેણે કંઇ કાળા રંગનું ધાબુ જોયું.

વિદુલા એક નીડર બાલિકા હતી તે ઇશ્વર રીતે તે ધાબા તરફ આગળ વધી અને તે જોતાંજ સમજી ગઇ કે તે વિનોદ હતો. પણ તે આ વખતે બેભાન ન હતો. જો કે તેની બેભાન અવસ્થા જતી રહેવા છતાં તેનું શરીર ધ્રુજી રહ્યું હતું. તેનાથી ચાલી શકાતું ન હતું.

વિદુલાને જોતાં વિનોદ એકાએક ચમકી ઉઠયો અને કર્કશ અવાજે ત્વરાથી કહ્યું, આખરે વિદુલા તું આવી ? આટલીવાર સુધી તારે લીધેજ ચોમેર ભટકીને હેરાન થઇ ગયો ચાલ હવે મકાનમાં એટલું કહી જોરથી તેનો હાથ પકડી પલકવારમાં તેને મકાનની અંદર લઇ ગયો. ત્યાં એક જગ્યાપર વિદુલાને બેસવાની ઇસારત કરી પોતે તેની પાસે ઉભો રહ્યો અને પુનઃ કર્કશ અવાજે બોલ્યો. વિદુલા, અગર જો તું તારૂં ભલું ચાહતી હોય તો તે પ્રતિજ્ઞાપત્ર અને મારી વીંટી મને હમણાંજ આપી દે. અત્યંત કષ્ટ સાથે વિદુલાએ જવાબ આપ્યો, વીંટી તો આ રહી, તમેજ મને

તે દિવસે તે આપી હતી ! આજ તે પાછી લઇ લેવા માગો છો ?

વિનોદ–તારા બાપની જાદુ વિદ્યાને વશ થઇ મેં કેટલીએ વાર ઘણા અન્યાય ભર્યાં–અવિચારી કૃત્યો કર્યાં છે આપી દે, હમણાંજ વીંટી આપે દે–પછી પેલું પ્રતિજ્ઞાપત્ર કાઢ.

વિદુલા–બાપા આવ્યા વિના મારાથી કાંઇ ન અપાય.

વિનોદ–તારો બાપ એક પક્કો જાદુગર છે. તે આવતાં જ મારા પર જાદુ ચલાવશે. માટે ભલુ ચાહતી હો તો હું જેમ કહું તેમ કર, નહી તો હું જબરજસ્તીથી તારા હાથમાંથી વીંટી કાઢી લઇશ. પછી જોઉં છું તને કોણ મદદ કરે છે તે.

વિદુલા ઉભી થઇ ગઇ અને પાસેની અભરાઇ પરથી એક તલવાર લેવાને જેવી તે તરફ જતી હતી તેવુંજ વિનોદે ત્વરાથી ત્યાં પહોંચી જઇ બળાત્કારે તે વીંટી ઉતારી લીધી. વિદુલા વિનોદ રાયના કોઇ પણ કાર્યને અટકાવી શકી નહિ. જે કામ માટે તે આગળ વધી હતી, તેમાં પણ તે ફાવી નહિ. વિનોદે વીંટી લઇ અત્યંત કડક અવાજે વિદુલાને પુછ્યું, બોલ વિદુલા હવે વધુ વખત ખોટી થઇ શકતો નથી, પેલો કાગળ કયાં છે ?

વિદુલા–તે કાગળ કયાં છે તે હું જાણતી નથી.

વિનોદ–તુ જાણતી નથી ? તું તારા બાપની મુખ્ય સાગરીત છે અને એવી એમની કોઇ વાત નહિ હોય કે જે તું નહિ જાણતી હોય.

વિદુલા–કાગળાની મારે શું જરૂર હોય ? જે ચીજની મને જરૂર હોય છે તે જ હું મારી પાસે રાખું છું. હું સાચુંજ કહું છું કે હું તે નથી જાણતી.

વિનોદ–તું ? અને તે સાચું કહે ? બસ હવે મારે તારૂં સાચું કે જુઠું કાંઇ સાંભળવું નથી. અત્યારે ને અત્યારે, જો તું

તારૂં ભલું ચાહતી હો તો પેટી ખોલ.

વિદુલા—કહું તો છું કે તે કાગળ મારી પેટીમાં નથી. બાપાની પેટીમાં છે.

વિનોદ—તો તારા બાપની પેટી ઉઘાડ.

વિદુલા—તેની ચાવી મારી પાસે નથી.

વિનોદ—એ સર્વ વાત હું સાંભળવા નથી માગતો વિદુલા, હજી પણ કહું છું કે કાઢ તે કાગળ, નહી તો તારૂં ખુન કરી ચાલ્યો જઇશ.

વિદુલાને કાંઇ ઉત્તર આપતી ન જોતાં વિનોદે ત્વરાથી પોતાના એક હાથ વડે તેના બંને હાથ પકડી લીધા અને બીજા હાથે તેના ખીસ્સામાંથી ચાવી કાઢ. પેટી ખોલવા માંડી. ઘણી વારે પેટી ઉઘાડી, અને વિનોદે તેમાંથી બે કાગળો કાઢી તુર્તજ પોતાના ખીસ્સામાં મુકી દીધા. અને વિદુલા તરફ જોઇને કહ્યું શયતાન છોકરી, તારા બાપા આવે ત્યારે કહેજે કે હું આ કાગળો લઇ ગયો છું. હવે તમારે જે કરવું હોય તે કરી લેજો.

વિદુલા વિનોદનું આ કાર્ય જોઇ સ્તબ્ધ થઇ ગઇ. પરંતુ તેને કાંઇ પણ બોલવાની હીંમત રહી નહી આથી વિનોદ તેના તરફ જોઇ ગંભીરતાથી બોલ્યો વિદુલા તારો પીતા બહુ ભયંકર માણસ છે એણે કરેલી ચાલાકીમાં જો એ ફાવ્યો હોય તો એણે બહુ ધન પ્રાપ્ત કર્યું હોત. પણ પ્રભુ ઇચ્છાથી હવે હું તમારા કપટ તંત્ર કળી ગયો છું. અત્યારે હું આ કાગળપત્ર લઇ જાઉં છું પછી તારા બાપને મને જે કરવું હશે તે કરશે. હવે હું એનાથી લેશમાત્ર ડરતો નથી.

એટલું કહી વિનોદ ત્યાંથી પસાર થઇ ગયો હવે શું કરવું

તેની વિદુલાને કાંઇ ગમ પડી નહી. તે પોતાના બાપના આવવાની રાહ જોવા લાગી. લગભગ અર્ધા કલાક પછી ડાક્ટર ઘરમાં દાખલ થયો અને ઘણી આતુરતાથી પોતાની પુત્રીને પુછ્યું "વિદુલા, વિનોદરાય ક્યાં છે?"

વિદુલા કાંઇ જવાબ આપી શકી નહિ.

ડાક્ટરે પુનઃ કહ્યું "જે માણસને હું તેડવા ગયો હતો તેનાથી આજે આવી શકાય તેમ નથી. પુરોહિતજીએ કબુલ કર્યું છે કે કાલે રાત્રે અહીં આવી તમારૂં લગ્ન કરી નાંખીશું."

વિદુલાએ હજી પણ જવાબ ન આપ્યો, એકીટસે પોતાના પિતાની પેટી તરફ જોઇ રહી. ડાક્ટરે પણ તેના તરફ જોતાં પોતાની પેટીની સ્થિતિ જોઇ એટલે તેણે ગભરાઇને વિદુલાને પુછ્યું "વિદુલા, શું હકીકત છે? આ બધું કોણે કર્યું?

વિદુલા—વિનોદરાયે.

ડાક્ટર—વિનોદરાયે? તે ક્યાં છે?

ડાક્ટર—સાચું કહે છે, વિજ્યા?

વિદુલા—હા, બાપા.

ડાક્ટર—કેવી રીતે નાસી ગયો.

વિદુલા—હું એકલી એમને કેવી રીતે પહોંચી વળું? આપના ગયાને અર્ધો કલાક થયા પછી એમને ભાન આવ્યું. અને ભાન આવતાંજ જબરજસ્તીથી મારા હાથેથી તેમણે આપેલી વીંટી કાઢી લીધી અને મને મારી. પછી મારા ખીસામાંથી ચાવી લઇને આપની પેટીમાંથી પેલા બે જરૂરી કાગળો લઇ લીધા અને પછી અહીંથી રફુચક્કર થઇ ગયા.

ડાક્ટર—ખેર, જે થવાનું હતું તે થઇ ગયું. હું જાણતો ન

હતો કે વિનોદરાયને આજે આટલું જલદીથી ભાન આવશે. જે હોય તે બધો મારોજ દોષ છે. જો પુરોહિતજીના મકાનથી આવતી વખતે હું અહીં આવી ગયો હોત તો આજ આવો પ્રકાર ન બનત. પણ એ બચ્ચો નાસીને ક્યાં જનાર છે ? તે હજી પણ મારા કાબુમાં છે. આજ રાત્રે એણે આપણને અવસ્ય નાસીપાસ કર્યા છે. પણ હું એવો ભોળો માણસ નથી. હું પણ એટલી જલદીથી વિનોદને છોડવાનો નથી. ભય શો છે ? કાલેજ એનું સત્યાનાશ વાળી નાખીશ. જા વિઠ્ઠુલા, તું પણ જઇને આરામ લે. આ બાબતમાં તારો કાંઇ વાંક નથી. અને મારે વધારે ચિંતા કરવાનું કારણ પણ નથી. હુંજ હવે કાંઇ તદબીર શોધી કાઢી એ બચ્ચાને ઠેકાણે લાવું છું.

## પ્રકરણ ૨૩ મું.

### ડાક્ટરી તપાસ

ગત પ્રસંગને બીજે દિવસે જ્વાળાપ્રસાદ મકાનમાંથી નીકળ્યો અને લગભગ અર્ધા કલાક પછી એક દવાખાનામાં દાખલ થયો. તેને જણાયું કે ડાકટર એકલા બેઠાબેઠા કાંઇ પુસ્તક વાંચતા હતા તેમની ઉંમર લગભગ ૬૦ વર્ષની હશે. તેનું શરીર શિથીલ થઇ ગયું હતું, આંખો નબળી પડી હતી, અને કમર વાંકી વળી ગઇ હતી.

જ્વાળાપ્રસાદને જોઇ ડાકટર એકાએક ચમકી ઉઠ્યા. અને તેમણે પોતાની પાસેની એક ખુરસીપર બેસવા જણાવ્યું ખુરસીપર બેસી કેટલીક વખત આરામ લીધા બાદ જ્વાળાપ્રસાદે પુછયું “ ડાક્ટર સાહેબ, કાંઇ કામમાં આજકાલ ગુંથાયા છો કે શું ? ”

ડાક્ટર–મેં તો કહ્યું કે જો હું કોઇ કામમાં ગુંથાઇશ તો આપને ખબર આપીશ.

જવાળા–મને તો કાંઇ ખબર મળી નથી.

ડાક્ટર–તો હું પણ કામમાં નથી. અત્યારે શા કામ માટે આપ આવ્યા છો, મારે શું કરવું પડશે? તે જણાવો.

ડાક્ટર સાહેબ એક ખુરસી પર બેઠા હતા. તેમની સામે એક સુંદર ટેબલ મુકયું હતું. તેના પર કાળી બનાત પડેલી હતી.

જવાળાપ્રસાદ તે ટેબલ પર કાર્પેટનો એક ટુકડો મુકતાં બોલ્યો, અત્યારે એક કામમાં હું આપની મદદ ઇચ્છું છું. આના પર જે લાલ ડાઘ દેખાય છે તે શું લોહીના ડાઘ છે?

ડાક્ટર–આપને આ કાર્પેટ કયાંથી મળી?

જવાળા–મી. નલિનકાંતના મકાન પરથી.

ડાક્ટર–કોણ નલિનકાંત?

જવાળા–જેમનું ખુન થયું છે તે.

ડાક્ટરે કાર્પેટ લઇ એક વાર તપાસી જોઇ પછી તે બોલ્યા "નલિનકાંત, હા હવે મને યાદ આવ્યું. પેલા કે જેઓ બહુ જાતનાં વીષ તૈયાર કરી શકતા હતા. શું એમનું ખુન થયું? અજબ વાત છે. તે એક પ્રખ્યાત રસાયનશાસ્ત્રી અને વિદ્વાન હતા. બલ્કે ડાકટર શીવપ્રસાદ પણ એ વિદ્યામાં એમની બરાબરી કરી શકે નહી.

જવાળાપ્રસાદે ડાકટરના મોંએ શિવપ્રસાદનું નામ સાંભળી પુછ્યું આપ ડા. શિવપ્રસાદને ઓળખો છો કે શું?

ડાકટર–હા જી. સારી પેઠે ઓળખું છું. કેટલોક વખત એ મારા સોબતી હતા.

જવાળા–વારૂ.

ડાક્ટર–પણ ડાક્ટર શિવપ્રસાદ માને છે કે હું મરણ પામ્યો છું. લગભગ એક વર્ષ ઉપર એમની સાથે કંઇક કારણસર અમારે તકરાર પડી, હું અહીંથી નાસી ગયો હતો પણ આઠેક મહિના પછી પુનઃ મને અહીં આવવાની જરૂર પડી. એટલા દિવસ સુધી એક રીતે હું ગુપ્ત હતો. માત્ર આપેજ તે દિવસે મને ઓળખી કાઢયો.

જવાળા–આપના વિના મારા કામમાં અડચણ આવતી હતી. તેથીજ આપની શોધ કરવી પડી. કેટલાક વખત પછી ડાક્ટરે એક યંત્રની સહાયતાથી તે કાર્પેટ તપાસીને કહ્યું " મિ. જવાળાપ્રસાદ આપ આ કાર્પેટપર જે લાલ ડાઘ જોઇ રહ્યા છો તે લોહીના ડાઘા નથી. વળી એ ડાઘની પાસેજ કોઇ ઔરીના પગની નિશાન પણ સાફ જણાય છે.

જવાળા–આપ એ પગલાની એક તસ્બીર ઉતારી આપશો ?

ડાક્ટર–શા માટે નહિ ?

જવાળા–ત્યારે ઉતારી આપો. એથી મને ઘણો લાભ થશે. કારણ કે જે વખતે કાર્પેટ પર આ ડાઘ પડેલો હતો તે વખતે જે બાઇ ત્યાં હતી તેણેજ નલીનકાંતનું ખુન કર્યું હોય તો તે સંભવીત છે. અથવા તે આ ખુનની વાતમાં કાંઇને કાંઇ વાત જાણતી હોવી જોઇએ.

ડાક્ટરે વિના વિલંબે કાર્પેટ પર એક કાગળ મુકી તે પગલાની નીશાની કરી લીધી અને જવાળાપ્રસાદના હાથમાં આપી બોલ્યા ડીટેકટીવ સાહેબ આ ડાઘ જોઇને મને લાગે છે કે એ લોહીના ડાઘ નથી. મી. નલીનકાંત એક પ્રકારનું વીષ બનાવતા હતા જેનાથી માણસનું એક પળ વારમાં મોત નીપજી શકે. વારૂ તે દીવસે આપને મેં જે નલીનકાંતનો હાથ લાવવાનું કહ્યું હતું તે લાવ્યા છો કે નહિ ? કે એમની લાસ બાળી નાંખી ?

જવાળા—જી હા, ઘણા દિવસ થયાં લાસ તો બાળી નાંખી છે પણ તે પહેલાંજ આપની આજ્ઞાનું પાલન થયું છે. બીજી એક વાત કાર્પેટપર કેટલાક કાચના ટુકડા પણ જણાતા હતા?

ડાકટર—ખરેખર? કાચની ગોળીઓમાંજ એ વિષ રાખવામાં આવે છે, એકવાર એ વિષ શરીરમાં દાખલ થતાંજ માણસનું મૃત્યુ નીપજે છે.

બીજુ કાંઇ ન કહેતાં જવાળાપ્રસાદે લાકડાની એક નાની પેટી કાઢી અને તે ખોલી તેમાંથી એક કાપેલો હાથ કાઢી ડાકટર આગળ ધર્યો, ડાકટરે તે યંત્રની મદદથી હાથને તપાસી કહ્યું.

"મિ૦ જવાળાપ્રસાદ મેં જે અનુમાન કર્યું હતું તેવુંજ બન્યું છે. નલિનકાંતના હાથમાં જે લાલ ડાઘ દેખાય છે તે લોહી નથી, તે વિષના ડાઘ છે, તેઓ આ વિષથીજ માર્યા ગયા છે. હવે આપની પાસે બીજું કાંઇ છે?

જવાળાપ્રસાદે પોતાના ખીસામાંથી એક કાચની નાની ગોળી કાઢી ડાકટરના હાથમાં આપી. ડાકટરે આનંદથી તે લેતાં કહ્યું "મિ૦ જવાળાપ્રસાદ આ તેજ ભયંકર અસ્ત્ર છે, એ અસ્ત્ર વડેજ નલિનકાતનું ખુન થયું છે." આપની પાસે એવી બીજી ગોળીઓ છે?

જવાળા—ના, માત્ર એકજ મળી હતી.

ડાકટર—એની આપને કાંઇ જરૂર છે?

જવાળા—ના જી, કાંઇ ખાસ જરૂર નથી.

ડાકટર—ત્યારે એને તોડી નાખું.

જવાળા—ખુશીથી

ડાકટરે ધીમેધીમે તે કાચની ગોળી તોડી નાખી. પછી એક યંત્ર વડે તેમાંનું વિષ કાઢી નલિનકાંતના તે કપાયલા હાથપર મુકયું,

જોતજોતામાં તે વિષ હાથમાં પેસી ગયું અને ચામડીપર એક જાતનો લાલ ડાઘ જણાવા લાગ્યો. એટલે ડાકટરે જવાળાપ્રસાદને કહ્યું "જુઓ મહેરબાન, મેં હમણાં જે વાત કહી હતી તેનું પ્રત્યક્ષ પરિણામ આપે જોયું ?" કદાચ હવે આપ સમજી ગયા હશો કે નલિનકાંતનો જીવ ક્યાં અસ્થી ગયો છે, હવે ખુની કોણ–તેની શોધ કરવી બાકી રહે છે. મેં તેની પણ એક યુક્તિ કરી છે, જે પગની તસ્વીર મેં આપને ઉતારી આપી છે–તેવો પગ કઇ સ્ત્રીનો છે તેની શોધ કરવાથીજ આપનું કાર્ય સિદ્ધ થઇ જશે.

જવાળાપ્રસાદે આ સર્વ હકીકત સાંભળી, ડાકટરની વિદાય લીધી. રસ્તામાં કેટલુંક ચાલ્યા પછી એક વૃદ્ધ જણાતી સ્ત્રી તેની પાસેથી પસાર થતાં બોલી "સાવધાન ડીટેક્ટીવ મારી સાથે ચાલો તમારી પાછળ શત્રુ છે."

જવાળાપ્રસાદ બોલનારનો કંઠસ્વર ઓળખી ગયો તેવી ખાત્રી થઇ કે બનાવટી વેષમાં વિદ્યાએજ તેને સાવધાન રહેવા ચેતવણી આપી હતી. લગભગ દસ મીનીટ પછી એક નાના મકાનમાં વિદ્યા દાખલ થઇ. જવાળાપ્રસાદ પણ બરાબર તેજ વખતે તેની પછવાડે અંદર દાખલ થયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### ભેદ ખુલ્યો

બંનેનો ભેટો થતાં વિદ્યાએ જવાળાપ્રસાદને પુછ્યું "ભાઇ મારી સૂચના સાભળી હતી કે ?

જવાળા–ન સાંભળી હોત તો અહીંજ કેવી રીતે આવત ?

વિદ્યા—તમારી પુંઠ કોણે પકડી હતી તે જાણો છો ?

જવાળા—ના. કોણ હતું ?

વિદ્યા—જોવું છે ?

જવાળા—હા, જોવામાં શી અડચણ છે.

વિદ્યા—ત્યારે ઉપર આવો.

વિદ્યા સાથે જવાળાપ્રસાદ ઉપર ગયો. વિદ્યા તેને લઇ એક ખંડમાં પેઠી અને એક ગુપ્ત દ્વારના રસ્તા તરફ જોઇને બોલી "આ જોયું, ભાઇ, આ માણસે તમારો પીછો પકડયો હતો." એને ઓળખો છો ?

જવાળાપ્રસાદે કેટલીક વખત તેના તરફ જોઇ કહ્યું. હવે ઓળખ્યો. પણ એ ચહેરો બદલીને શા માટે મારી પુંઠ પકડી રહ્યો હશે તે હું નથી કહી શકતો. એ તો આપણું ઘરાક—ડાકટર શિવપ્રસાદ છે.

વિદ્યા—તમારી દૃષ્ટિ બહુ તીવ્ર છે ભાઇ, હોં.

જવાળા—પણ એ મારી પુંઠળ કેમ પડયો છે ? મેં તો એનું કાંઇ બગાડયું નથી.

વિદ્યા—તો યે શું ? પણ એમ ન હોય તો શું ડાકટર સાહેબ આટલે કષ્ટે અત્યાર સુધી રસ્તામાં ઉભા રહે ? આપે નક્કી જાણી બુજીને એમના કોઇપણ કાર્યમાં અડચણ નાખી હશે.

જવાળા—વારૂ, પણ હવે અહીંથી જવું કેવી રીતે ?

વિદ્યા—જરા ઉભા રહો, અહીં હું આપને એક વસ્તુ બતાવવાને તેડી લાવી છું.

જવાળા—અહીં બીજું શું બતાવવાની છે ?

વિદ્યા—પેલા જયદેવની શી દશા થઇ તે જાણો છો ?

જવાળા—ના શું થયું છે ? કયારે થયું છે ?

વિદ્યા—કાલે બિચારાનું મોં તદ્દન બળી ગયું છે.

જવાળા—સાચું કહે છે ? પણ એવું કોણે કર્યું.

વિદ્યા—તે એનેજ મોંએ સાંભળજોને.

જવાળા—તે બોલશે શી રીતે ?

વિદ્યા—મને લાગે છે કે હવે તે બોલી શકશે.

જવાળા—ત્યારે ચાલો.

વિદ્યા જવાળાપ્રસાદને લઇ ત્યાંથી બહાર નીકળી અને કેટલાક ઓરડા ઓરડીઓ ઓળંગી એક ખોલીમાં દાખલ થઇ. આ ખોલીમાં જયદેવ પોતાનું બધું શરીર ઢાંકીને એક ચારપાઇ પર સુંઇ રહ્યો હતો. આ લોકોના પગલાંના અવાજથી તે ચમકયો. તેમને જોતાંજ જયદેવે ચિડાઇ જઇ વિદ્યાને પુછયું "આ કોણ છે એમને અહીં કોણે આવવાનું કહ્યું છે ?

વિદ્યા—આ ડીટેકટીવ જવાળાપ્રસાદ છે.

જયદેવ—તેને હું સારી પેઠે જાણું છું. પણ એમને અહીં આવવાનું શું પ્રયોજન ? મારી સાથે તેમને કાંઇ પરિચય તો કદી થયેલો નથી ?

વિદ્યા—તે હું પણ જાણું છું. છતાં હું જ એમને અહીં તેડી લાવી છું.

જયદેવ—કેમ, શા વાસ્તે ?

વિદ્યા—તમારા લાભને ખાતર ?

જયદેવ—મારો લાભ ?

વિદ્યા-હા, જે નીચે તમારી આવી દુર્દશા કરી છે તેનો બદલો તમે જાતે લઇ શકશો નહિ. પણ એ કામ એમની દ્વારા બની શકશે. માટે તમે એમને સ્પષ્ટ જણાવો. પછી જુઓ તો ખરા કે એઓ શું શું કામ કરી શકે છે?

જયદેવ કેટલીક વાર કંઇક વિચાર કરી રહ્યો. પછી વિદ્યાના કહેવાથી પ્રસન્ન થઇ તે બોલ્યો "વિદ્યા બહેન, આપનું કહેવું બરાબર છે. હું હમણાંજ ડીટેક્ટીવ સાહેબને સર્વ હકીકતથી વાકેફ કરીશ હવે મારા ખીસ્સામાંથી તે શીશી કાઢી આપો. વિદ્યાએ જયદેવના કહેવા મુજબ કરતાં તેના હાથમાંથી જયદેવે શીશી લઇ જણાવ્યું "સાહેબ, આ શીશી આપે તે દીવસે મોટા સાહેબની પ્રયોગશાળામાં ટેબલ પર મુકી હતી તે હું ચાલાકીથી ઉપાડી લાવ્યો હતો. તે વખતે હું નહતો જાણતો કે એક દિવસ તે આપના જ હાથમાં મારે આપવી પડશે. ખેર જે થયું તે ખરૂં હવે આ શીશીમાં જે કાચની ગોળીઓ આપ જુઓ છો તે બધી સાધારણ નથી. આવી જાતની એક ગોળીના ઝેરથીજ મોટા સાહેબનું ખુન થયું છે. આ શીશીની હવે મારે કાંઇ જરૂર નથી. તે આપની પાસે રાખો.

જ્વાળાપ્રસાદે શીશી લેતાં જણાવ્યું "જયદેવ તારા મોંની શી ખબર છે તે તો કહે."

જયદેવે એક દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું કાલે રાત્રે હું મોટા સાહેબના મકાન પર ગયો હતો. જે વખતે હું પ્રયોગશાળામાં એક શીશી લઇ જોતો હતો જે વખતે એકાએક એક સ્ત્રીએ તે ખંડમાં પ્રવેશ કરી મારા બંને હાથ પકડી લીધા. મેં જોરથી મારો

હાથ છોડાવી તેને પકડી. પણ તે મને છક્કડ ખવડાવે એવી શયતાન હતી. તેણે જલદીથી અભરાઇ ઉપરથી એક બીજી શીશી ઉતારી મારા મોં પર જોરથી મારી અને તે વાગતાંજ તેના ચુરે ચુરા થઇ ગયા. તે સાથે શીશીની અંદરનો જે અર્ક હતો તે મારા મોંમાં લાગતાંજ સળગી ઉઠયો. હું બેભાન બની ગબડી પડયો અને જ્યારે મને ભાન આવ્યું ત્યારે વિદ્યા બહેનને સામે ઉભેલાં જોયાં એમણે દયા કરીને ઘણી મહેનતે મને અહીં આણ્યો અને હજી મારી યોગ્ય બરદાસ કરી રહ્યાં છે.

જવાળાપ્રસાદે હવે તેને હકીકત બારીકાઇથી પુછવા માંડી જયદેવ, તે સ્ત્રી કોણ હતી?

જયદેવ–હું તેને બરાબર ઓળખતો નથી.

જવાળા–પણ તારી ધારણામાં શું આવે છે?

જયદેવ–હું શું કહું, સાહેબ.

જવાળા–તે વિજ્યા હશે?

જયદેવ–કદાપી નહી. વિજ્યા રાતની વખતે હવે મોટાસાહેબના મકાન પર આવતી જ નથી

જવાળા–ત્યારે તને કોના પર શક આવે છે?

જયદેવ–મને કહેતાં ડર લાગે છે.

જવાળા–કેમ?

જયદેવ–જેના પર શક આવે છે તે બહુ ચાલાક બાલીકા છે.

જવાળા–ફીકર નહીં તું નથી કહેતો છતાં હું ઘણું ખરું સમજી ગયો છું

જયદેવ—ત્યારે આપ મને નાહક શું કરવા પજવો છો ?

જવાળા—વારૂ, કોઇ બાઇ સાથે પહેલાં તારે કાંઇ તકરાર થઇ હતી ? કોઇની સાથે તે દિવસે કંઇક તોફાન થયું હતું ખરૂં ?

જવાળા-કોની સાથે ?

જયદેવ—હું નામ નથી કહી શકતો. આપ જાણતા હો તો કહો. હું પછી કહીશ

જવાળા—મને લાગે છે કે તે ડાકટર શિવપ્રસાદની છોકરી વિદુલા હશે. તે દિવસે તું એની પાસેથી ત્રણસો રૂપીઆ ધુતી લાગ્યો હતો તે બદલ તેણે અવસર જોઇ તને સજા કરી હોય એમ જણાય છે.

જયદેવ—આપનું અનુમાન બરાબર છે. હવે આપ સારી રીતે શોધ કરવાથી જાણી શકશો કે મોટા સાહેબનું ખુન કોણે કર્યું છે ? હવે મને કષ્ટ ન આપશો મારે જે કહેવાનું તે હું કહી ચુકયો છું. હવે મને શાંતિથી આ જગ્યાએ મરવા દો.

અલ્પ સમયમાં જવાળાપ્રસાદ અને વિદ્યા ત્યાંથી બહાર નીકળ્યાં અને જયદેવ પાછો પોતાના મોં પર કપડું ઓઢી તે ભયંકર રોગની કઠિન વેદના ભોગવવા લાગ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### " વિજ્યા કુસાઇ "

આ ત્યારે સવારના દસ વાગ્યાનો સુમાર થયો હતો. વિજ્યા પોતાના ખંડમાં બેઠીબેઠી ઘણા જરૂરી કાગળપત્રો જોતી

